# સુમનસંચય

ભાગ ૧

દવે અને આચાર્ય

અમદાવાદ :: ગૂજરાત સાહિત્ય મંદિર

# સુમનસંચય

## ભાગ ૧

હાઈસ્કૂલના ચોથા ધોરણ માટે
તથા
ટ્રેનિંગ કૉલેજના પહેલા વર્ષ માટે


તૈયાર કરનાર
સાકરલાલ અમૃતલાલ દવે,
બી. એ., એસ. ટી. સી. ડી.
તથા
મહાશંકર પોપટભાઇ આચાર્ય,
બી. એ., બી. ટી.



અમદાવાદ
ગૂજરાત સાહિત્ય મંદિર

કિંમત દસ આના

# પ્રસ્તાવના

આપણા સાહિત્યમાંથી અનેક જણે અનેક રીતે ગદ્ય તથા પદ્યના અનેક સંગ્રહો અત્યાર સુધીમાં પ્રસિદ્ધ કરેલા છે. એવા બીજા સંગ્રહો ભવિષ્યમાં પણ પ્રસિદ્ધ થશે અને તેમ થાય તેમાં ખોટું પણ શું છે?

હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષા પ્રત્યે પ્રીતિ થાય, તેનો અભ્યાસ કરવાની રુચિ થાય, અને તેમ કરતાં મોટપણે તેની સેવા કરવાની હોંસ વધે એ આવા બધા સંગ્રહોનો હેતુ છે. એવા જ હેતુથી ગુર્જરી ફુલવાડીમાંથી થોડાંક સુમન વીણીને તેનો આ સંચય બાળકોના ઉપભોગને માટે રજુ કરતાં અમને આનંદ થાય છે.

પદ્ય પહેલું અને ગદ્ય પછી. એ ક્રમ સ્વાભાવિક છે. તે પ્રમાણે આ સંચયમાં, પદ્યપાઠમાં માનસશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે બાળકને રુચે, સુગમ લાગે, જિજ્ઞાસા વધારે, એવો ક્રમ સ્વીકાર્યો છે. તેથી અઘરાં કાવ્યો છેવટના ભાગમાં મૂકયાં છે. ગદ્ય ભાગમાં તો ઐતિહાસિક ક્રમ અનુસરવો યોગ્ય ધાર્યો છે.

ભક્તિનાં તથા વૈરાગ્યનાં પદો ઉછરતાં બાળકોને સામાન્ય રીતે બહુ ગમતાં નથી એવો અનુભવ થવાથી, આ ભાગમાં તેવાં પદો બીલકુલ આપ્યાં નથી. માત્ર કવિતા તરફ પ્રીતિ વધે એ જ હેતુ ધ્યાનમાં રાખ્યો છે. અમે આશા રાખીએ છીએ કે અમારી આ પદ્ધતિ યોગ્ય ગણાશે.

પદ્યમાં ૧૪૨૫ લીટી આપેલી છે. સાધારણ રીતે ચોથા ધોરણમાં ૮૦૦ થી વધારે લીટી શીખવાતી નથી તેથી શિક્ષકને પસંદગી કરવાનો સંપૂર્ણ અવકાશ રહે છે. પદ્યમાં મુખપાઠ ઉપર ખાસ ભાર મૂકવો જરૂરી છે. તે માટે યોગ્ય પસંદગી શિક્ષક કરી

લેશે. ગદ્યમાં બધાં મળીને ૮૪ પાનાં આપ્યાં છે તે પૈકી જેટલું વધારે વાચન થઈ શકે તેટલું સારૂં.

પુસ્તકમાં આપેલા ગદ્યપદ્ય વિભાગોના મૂળ લેખકો તથા તેમનાં મુખ્ય મુખ્ય પુસ્તકોનો પરિચય કરાવવાથી બાળકો આપોઆપ વિશેષ વાચન તરફ દોરાશે. અને આવા વાચનની યોગ્ય તજવીજ તથા વ્યવસ્થા શાળામાં નાનું સરખું પુસ્તકાલય રાખવાથી સાધી શકાશે. એ પુસ્તકાલયનો ઉપયોગ વિદ્યાર્થીઓ પોતે કરે અને તેમાં શિક્ષક જોઇતી સહાયતા આપે.

હમેશાં દસ મિનિટ મોટે અવાજે વિદ્યાર્થીઓ પોતાના ખંડમાં વાંચે એવી ખાસ ભલામણ કરવાની જરૂર છે. કેમકે મોટે સાદે વાંચવાથી વાંચનારના કાન કેળવાય છે અને લખાણનો મર્મ વધારે સ્પષ્ટ થાય છે.

છેવટે, જે જે લેખકોના લેખો કે લેખભાગો આ સંચયમાં સંગ્રહવામાં આવ્યા છે તે બધાનો ખરા અંતઃકરણથી ઉપકાર માનવાની અમે રજા લઇએ છીએ. વિદ્યાર્થીઓના લાભમાં તેમનો ફાળો સતત કાયમ રહેજો એવી અમારી પ્રભુ પ્રત્યે નમ્રભાવે પ્રાર્થના છે.

નવેમ્બર, ૧૯૨૯

સાકરલાલ અમૃતલાલ દવે
મહાશંકર પોપટભાઈ આચાર્ય



# અનુક્રમણિકા

## પદ્ય

## ગદ્ય

# પ્રકાશકનું નિવેદન

રા. દવે તથા રા. આચાર્ય એઓએ આ પુસ્તક તૈયાર કરી આપે ઘણો સમય વીતી ગયો. અનેક સંજોગોને લીધે અમારાથી એની પ્રસિદ્ધિ વેળાસર થઈ શકી નહિ, તે માટે અમે ખરેખર દીલગીર છીએ. છતાં એમના શ્રમનો લાભ બાળકોને મળતો અટકી ન જાય એ હેતુથી મોડુ મોડુ પણ આ પુસ્તક અમે પ્રસિદ્ધ કરી શક્યા તે માટે પ્રભુનો આભાર માનીએ છીએ.

પ્રકાશક

# સુમનસંચય

## દલપતરામ

### આર્યભૂમિનું હિત

[ મનહર ]

આર્યભૂમિ તણું હિત અંતરમાં ઇચ્છું સદા,
આર્યભૂમિ તણાં મારાં અસ્થિ અને ચર્મ છે;
મિત્રતા સૌ સાથે થવા મીઠાં મીઠાં વેણ કહું,
એ તો મારાં મોટાં ખરેખરાં ખટકર્મ છે.
સુધારો વધારી મૂળ કાઢવાં કુધારા તણાં,
ધાર્યો છે મેં તે તો મારો ધંધો તથા ધર્મ છે;
સ્વદેશમાં સંપ વધે કુસંપ કંકાસ ઘટે,
એ જ મારા મન વિષે મોટો એક ધર્મ છે.

---

### ભાદરવાનો ભીંડો

[ કુંડળીઓ ]

ભીંડો ભાદરવા તણો, વડને કહે સુણ વીર,
સમાઉં નહિ હું સર્વથા, તું જા સરવર તીર;
તું જા સરવર તીર, સુણી વડ ઉચર્યો વાણી,
વીત્યે વર્ષા કાળ, જઈશ હું બીજે જાણી;

દાખે દલપતરામ, વીત્યો અવસર વર્ષાનો,
ગયો સુકાઈ સમૂળ, ભીંડો તે ભાદરવાનો.

---

## એક શરણાઈવાળો

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગરાગણી વગાડવામાં વખણાણો છે;
એકને જ જાચું એવી ટેક છેક રાખી એક
શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે.
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

---

## કેડેથી નમેલી ડોશી

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ અછતી રહી?
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દિવાની તારા જેવી ગતિ રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા, માયામાં મતિ રહી,
ઝૂકી ઝૂકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું કે જુવાની ક્યાં જતી રહી.

---

## ઊંટ

ઊંટ કહે આ સમામાં વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે!
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુછડીનો તો વાંકો વિસ્તાર છે!
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંશને તો શિર વાંકાં શીંગડાનો ભાર છે!
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે!

---

## રળિયામણી ગુજરાત

[દોહરો]

દેશાટન કરી દેખશો ભલી જણશ બહુ ભાત;
પંથ પધારી પ્રથમ તો જઈ જો જો ગુજરાત.

[હરિગીત]

રળિયામણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો,
ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ લાવજો;
અતલસ અને ગુલદાર મશરૂ માલ બેશ મગાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.
પછી પંથ પેથાપુર ભણી જાત્રાળુ જન જે જાય છે,
ત્યાં બાંધણીની સાડીઓ બંદુક બહુ વખણાય છે;
તે દેશથી સંદેશડો જન કોઈ સાથ કહાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.
વીસલનગર વિશ્રામ કરશો, પાત્ર ત્યાં પિત્તળ તણાં,
વખણાય હળદર હેમ જેવી, હાટ ચીર ખુલે ઘણાં;

પછી પાટણે જઈને પટોળાં રંગદાર રખાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

શમશેર તો શીરોહીની, પ્રતિમા ભલી ડુંગરપરી,
આવતાં જાજો આત્રસુંબે, ત્યાં છરા લોઢી છરી;
વળી કપડવંજી કાચ સાબુ રહી સમીપ રચાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

કાઠિયાવાડી કાંબી ઝાલાવાડી રૂડાં ઝૂમણાં,
ખંભાતની ભલી સૂત્રફેણી, જમણ તો સુરત તણાં;
બહુ પાપડી ને સાડી બરફી લક્ષ દઈને લાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

નાશક તણાં જળપાત્ર નિર્મળ, પાન પૂને સાંપડે;
બૂરાનપુરી શેલાં સરસ, પણ પેંઠણી પાઘડી ચડે;
શુભ શાલ તો કાશ્મીરની, એ તો જરૂર અણાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

કાશી તણા લોટા પીતાંબર, અફીણ છાયલ માળવી,
પણ ધોતીજોડા નાગપુર જઈ લાવજો જોઈ જાળવી;
બહુ ખાંડ બંગાળે બને, પણ લઈ હિસાબ પતાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

ચોળેરી રૂ ધોળું ભલું, ઘઉં તો ભલા છે ભાલમાં,
ગજદંત સિંહલદ્વીપ, મુંબઈ હેમની છે હાલમાં;
નાણાં તણી જોઈ ટંકશાળ સભા વિષે સીધાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

મથુરામાં પેંડા મળે, જુઓ ચિત્ર જયપુર;
ઘોડા તો કચ્છી ઘણા, પ્રેમ પમાડે ઉર.
જામનગરનું જઈ જુઓ, કંકુ સારે કામ;
વાગડમાં મગ બાજરી દીઠી દલપતરામ.

## મનરૂપી ઘોડો

મનરૂપી ઘોડો, જેનો વેગ નથી થોડો, જેનો
જડે નહિ જોડો, એવો દોડયો જાય દૂર તે;
ગણે નહિ ટાઢ તાપ, ગણે નહિ પુણ્ય પાપ,
ગણે ન અમાપ પ્રૌઢ પાણીતણું પૂર તે;
ઊડીને આકાશ જાય કૂદીને કૈલાસ જાય,
પાતાળની પાસ જાય જલદી જરૂર તે;
કહે દલપતરામ, શી રીતે લવાય ઠામ,
જો કદાપિ કરે આમ ફાવતું ફીતુર તે.

## કોયલાની કાળપ

કોયલાની કાળપ મટાડવાને દૂધે ધુઓ,
કોયલો કદાપિ કાળો રંગ મૂકતો નથી;
ક્રોધ લોભ કામનો હરામનો સ્વભાવ હોય,
છોડે તોય તેનો છેક છૂટકો થતો નથી;
સંગ તણો રંગ જો ન લાગ્યો હોય રગે રગે,
તો જ રંગ ટળે, બીજે લાગ લાગતો નથી;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જનમ સ્વભાવ કોટી યતને જતો નથી.

## ટેવ

[ ભુજંગી ]

શિલા શ્વાનની પુછડી સાથ સાંધી,
જુઓ જુક્તિથી જાળવી બંધ બાંધી;
કરી પાંશરી તો ફરી વાંક વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
અઢારે વળ્યાં ઊંટનાં અંગ વાંકાં,
કહો ઢાંકીએ તો રહે કેમ ઢાંકયાં;
સુએ ભૂતળે તો જુએ આભ ભાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
જુઓ નાગની જાતની ટેવ જે છે,
રીઝે તો રમે ને ખીઝે તો ડસે છે;
પુરા પ્રેમથી રાખીએ ઘેર પાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
પુરા પુષ્પના પુંજમાં હીંગ પેસે,
નહિ હીંગને પુષ્પનો પાસ બેસે;
ભલે માથું ફૂટી મરે કોઈ માળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
ધરી દૂધમાં ને કરી સાબુ વાળા,
ધુઓ કોયલાને, જુઓ હોય કાળા;
નહિ કોઈ કાળે મટે જાત કાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
કહો પાણીના પૂરને કોણ થાભે?
ચડે શા વડે નેવનાં નીર મોભે?
રહે ખાડમાં રાખશો કોઈ ખાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?

લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો,
ટળે તેમ છોટાપણે ટેવ ટાળો;
કુડી કે રૂડી, દુષ્ટની કે દયાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
ક્રિયા કેળવો, મેળવો ગુણ તેમાં,
નીતિ ભેળવો, હેળવો જીભ તેમાં;
પઢે પાઠ આ તે ભલી ટેવ પામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## સંપ

સંપ કહે તે સર્વ તુજ ફંદની વાતો ફોક,
સંપ વિના શ્રીવિષ્ણુ પણ સહાય પામે શોક.

[ છપ્પા ]

સંપ વિના ગોલોક શોક રાધા વિરજાનો,
સંપ વિના સંતાપ રુક્મિણી સતભામાનો,
સંપ વિના શ્રીરામ વસ્યા સીતા લઈ વનમાં
સંપ વિના મૃગ મારી ખોઈ સીતા ખળ જનમાં;
મહાસમર્થ તે પણ સંપ વિણ લહે દુઃખ લક્ષ્મીપતિ,
એવાને આંસુ આવિયાં, કહો મનુષ્યની કુણ ગતિ.
કોશલ દેશ નરેશ જગત 'દશરથને જાણે,
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;
લક્ષ્મી મળી અલક્ષ, ભલા જન કીર્તિ ભાખે,
કોશલ્યા કૈકેયી રાણીઓ સંપ ન રાખે;
નૃપ મોત વિના મૃત્યુ થયું, સંપ વિના સુત વન ગયા;
વળી જગમાં જુઓ વિચારીને સંપ તજી સુખી કો થયા.

## સામળભટ

### ઉદ્યમ

પ્રથમ જે કોઈ ઉદ્યમ કરે, જપ તપ જે કો ધર્મ;
ત્યાર પછી બીજે ભવે, ફળ થઈ ભોગવે કર્મ.
જેવો આપ ઉદ્યમ કરે, ઊગે તેવું કર્મ;
ઉદ્યમનો છે છોકરો, નારી કહે છે મર્મ.
શુકદેવ સરખા તપ કરે, ઉત્તમ ઉદ્યમ નામ;
વાવ્યું બીજ તે ફળ થયું, પામ્યો ઉત્તમ ઠામ.
કરવત મુકાવ્યું કાશીએ, કર્મહીણા જે હોય;
રાજ પામ્યા બીજે ભવે, ઉદ્યમી કર્મ જ જોય.
નર નારી પરણે નેહશું, કરે કર્મ શું કામ;
મહાલે સદા ઉદ્યમ થકી, જો જો ઠામોઠામ.
સપ્તલોક આકાશનાં, સપ્તલોક પાતાળ;
ઉદ્યમ વિણ કોઈ નહિ, બોલું સત્ય વિશાળ.
સૂરજ ચંદ્ર નવ ગ્રહે, દેવ દાનવ અનેક;
કર્મ ઉપર કો નવ રહ્યું, જુઓ કર્મવિવેક.
મુંગો તે બોલે નહિ, પાંગળો તે ન પળાય;
બાકી સૌ ઉદ્યમ કરે, કર્મ પરોણા ખાય.

[ ચોપાઈ ]

વિપ્રને ઘેર આવ્યો છોકરો, કહેશે નિશાળે મોકલો;
ઉદ્યમ કરીને વિદ્યા ભણે, ત્યારે પંડિતમાં કો ગણે.

બીજી જે અષ્ટાદશ વર્ણ, કુલકુલનાં જેવાં આચર્ણ;
તે જન તેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે.

લોઢું પાણા ને કર્મ જ હાડ, મથ્યા વિના નવ પડે અંગાર;
થાળીમાં પીરસે છે અન્ન, જોએ તૃપ્ત ન થાયે મન.

વાસણ ચુલા આગળ અડે, ઉદ્યમ વિણ ઉપર નવ ચડે,
તાંબુલ બીડી હોયે સંગ, આરોગ્યા વિણ નાવે રંગ.

આયુધ જો કરમાંહે ધરે, માર્યા વિના શત્રુ નવ મરે;
દવાત લેખણ કાગળ હાથ, મૂકી છાંડો દિન અને રાત.

લખ્યા વિના તે નવ લખાય, ઉદ્યમ વિના તો નવ ભણાય;
કથા પુરાણ ને મોટા વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ;
ત્યારે સહુ જાણીતા થયા, ઉદ્યમે કરી કથાંતર કહ્યા.

---

## વાડ થઈને ચીભડાં ગળે

વાડ થઈને ચીભડાં ગળે, સોંધી વસ્તુ કયાંથી મળે;
ખળું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જંન.
કલ્પવૃક્ષ જો કેરી ખાય, તેનો ચોર ન પેદા થાય;
નવાણ પીતું હોયે નીર, જીવજંતુ કયમ ધરે શરીર.
મા મારે પય પીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ;
રાજા થઈને લૂંટી લેય, પ્રજા કોણ આગળ જઈ કહેય.
રામ જપંતા નરકે જશે, કહો કલ્યાણ જ કોનું થશે;
પિતા પુત્રીશું રમશે જાર, તે વાતનો કો પ્રીછે પાર.

ગંગા ન્હાતાં પાપી થશે, વેદ વચન ક્યમ સાચાં હશે;
વાહાર ત્યાંથી આવી ધાડ, તો પછી ક્યાંની કરશું આડ.
મેઘ વરસંતા પત્થર પડે, તેનો વાંક કોને શિર ચડે;
ધણીને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર;
પુષ્પહાર થઈ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ;
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કોને દીજીએ.
કુંડળ કરડી ખાયે કાન, કોણ આગળ જઈ કરીયે જાણ;
ચંદન જાણી ધરીએ આપ, થાય અગ્નિ તો પૂરણ પાપ.
મોટા જાણી જઇએ શરણ, દે ઘાત તો પામીએ મરણ;
ઘરનો દિવાન ચાડી ખાય, તો તે દુઃખ કોને કહેવાય.
જો રળનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે;
છાની થાપણ લોભે લે, તો શાખ આવી કુણ દે.
કોઈ જાણી દુઃખ દિયે પ્રચંડ, તેને તો રાજા દે દંડ;
(પણ) રાજા થઈ લૂંટી લે આપ, તો પરજાનું પૂરણ પાપ.
રૈયત ઉપર કોપે રાય, રાંક માણુસ શું કરે ઉપાય;
તેને પૂછનારો ઈશ્વર એક, વેદ વચન કરી જુઓ વિવેક.
રાજા પ્રજાને દુઃખ જ દે, તો તે આગળ સુખ નહિ લે;
મોટા જો કરે કૂડાં કાજ, તો નહિ પામે રૂડાં રાજ.

## સદવિદ્યા વિષે

સદવિદ્યાથી સુવર્ણ, શરણ સદવિદ્યા સત્યે;
સદવિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિત્તે;
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદવિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;

સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં શી મણા;
સામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા.
લક્ષપતિ તો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ ગુણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકી, જોર જોતામાં જાયે;
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે;
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી;
સત્પુરુષો મન માનજો, સદવિદ્યા છે શુભ સહુ થકી.
વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પમે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાંહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યા વિહીન નર તે પશુ.
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જયમ ટાંકાં;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિર મોર છે;
સામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.
મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે;
મૂરખને મોતનમાલ, પંડિત ફુલમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે;
મૂર્ખને અલખત મોજ, પંડિત ખડ ધાન્ય જ ખાવે;

પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, સામળ ઝવેરી પરીક્ષા કરે.

મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝૂરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધૂરે;
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂરખ ન લેખા માંહી, નહિ પંડિતને તોલે;

જેમ હંસ મધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું;
સામળ કહે સાચું કહું, વિદ્યાવિહીન નર તે પશુ.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સન્માન, માન અનમીનાં મોડે;

જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવિ સામળ સાચું કહે.



## કાળિદાસ

### ધ્રુવાખ્યાન

[ ચંદ્રાવળા ]

શ્રીગુરુ ગોવિંદને વરણવું, પ્રેમશું લાગું પાય;
આરાધું અવિનાશી એવા, આદિ નિરંજન રાય;
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ;
સૃષ્ટિ નિપાવા થઈ મનસાય, સુભટ થઈ પોઢ્યા જળમાંય;
જે જે વૈકુંઠરાય. ૧

હરિ જળમાં પોઢ્યા સહી, શેષ નાગ ઉપર તે જાય;
નારાયણના નાભિકમળથી, બ્રહ્મા પ્રગટ જ થાય;
બ્રહ્માના સ્વાયંભૂ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત, પ્રિયવ્રત ને ઉત્તાનપાદ;
જે જે વૈકુંઠ. ૨

ઉત્તાનપાદ નર નીપનો, રાજા રૂપનિધાન;
રાજાને બે સુંદરી, તેનાં સુરતિ સુમતિ નામ;
સુરતિ ઉપર નહિરે માન, ધ્રુવજી તેના એક સંતાન;
સુમતિ ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક;
જે જે વૈકુંઠ. ૩

ઉત્તમ ઉછંગે બેસાર્યો રાયે, સભામાંહિ એકવાર;
લાડ લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;

હરખ ન માયે હૈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછંગ બેસવા કીધાં મન, અપરમા કહે કડણુ વચન;
જે જે વૈકુંઠ. ૪

સુમતિઃ અપરમા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને કયાંથી;
અભાગિણીના પેટતણા તું, જાને અકરમી ઈહાંથી;
ઇહાંથી જઇ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર;
જે જે વૈકુંઠ. ૫

વચનો વનિતાનાં સાંભળી, ઉતર્યો મોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મનભંગ;
મનભંગ થઇ નાખ્યો નિશ્વાસ, રોતા આવ્યા માની પાસ;
માયે ચાંપ્યા હૃદિયા સાથ, કહે કુંવર કોણે દુભવ્યા આજ;
જે જે વૈકુંઠ. ૬

ધ્રુવઃ આજ સભામાં માવડી બેઠો, ઉત્તમ રાયને ખોળે;
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપરમા એમ બોલે;
અપરમા કહે અભાગિણી કેરા,સુખ વાંછો તો વન જાઓ વહેલા;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર;
જે જે વૈકુંઠ. ૭

સુરતિઃ વળતી માતા ઉચરે કુંવર, હૈડે ન ધરિયે દુઃખ;
પૂરણ પુણ્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે છે સુખ;
સુખ આપણુને કયાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા;
નથી સંતોષ્યા જોગી જતિ, તપ તીરથ વ્રત કીધાં નથી;
જે જે વૈકુંઠ. ૮

નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કરમ જ્યાં આપણાં, ત્યાં કયાંથી રાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના કયમ પામીએ વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જૈ માંડો તપ;
જે જે વૈકુંઠ ૯

તપ માંડયું બ્રહ્માજીએ ત્યારે, પામ્યા પદ્માસન;
સેવા કીધી મનભાવતી ત્યારે પ્રગટ્યા નારદ મુન;
મુનિએ માંડયો મોટો જાગ, તપ તીરથ વ્રત થયાં સુભાગ;
જો કરિયે શ્રી હરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળિયે તંન;
જે જે વૈકુંઠ. ૧૦

ધ્રુવ: તને અભાગિણી હું ટાળું મા, છું રે તમારો તંન;
વનમાં જાઊં વેગે કરીને, સુખ સંભારૂં નહિ અન્ય;
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરઠિયો દેહ;
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું વનમાંય;
જે જે વૈકુંઠ. ૧૧

માતાને આંસુ આવિયાં ને, અંતર ઉપની દાઝ;
સુરુતિ: રાજાએ મને પરહરી કુંવર, તુંએ કરે છે તાજ;
તૂજ વિના હું રહીશ કેમ; ટોળાં વછુટી મૃગલી જેમ;
જળ વિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી;
જે જે વૈકુંઠ. ૧૨

ધ્રુવ: ટળવળ મારે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવીશ સુખનું તેને, ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરિ, આપણી આશા પુરશે ખરી;

એ છે સાચે અનાથનો નાથ, તેને ભજવા જાઉં રે માત;
જે જે વૈકુંઠ. ૧૩

સુરતિ: વળી માતા એમ ઉચરે કુંવર, પાંચ વર્ષનો તંન;
બીજું બાળક નથી એકે, કેમ હું વાળું મંન,
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખની આગળ રહો રે બાળ, ઘેર બેઠાં ભજિયે ગોપાળ;
જે જે વૈકુંઠ. ૧૪

ધ્રુવ: ઘેર ગોપાળ ન પામિયે, મનમાં મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જઈ વહેલો આવીશ, માતા દો મુજને આશિષ;
જે જે વૈકુંઠ. ૧૫

સુરતિ: આશિષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતની કંઠે કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ,
કટી કેશવ પુરુષોત્તમ પાય, એવી આશિષ દે છે માય;
જે જે વૈકુંઠ. ૧૬

માને આંસુ આવ્યાં ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી;
જે જે વૈકુંઠ. ૧૭

**કવિ:** ફેરા ફરિયો માતાને રે, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સંચર્યો, વંદીને શુભ શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસણી બેડું ભરી જાય;
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા વિપ્ર જ મળ્યા;
જે જે વૈકુંઠ. ૧૮

મળ્યા શુકન સઉ હર્ષના, ધ્રુવજી નીકળ્યા નગર બહાર,
આગળ જાતાં ધ્રુવજીને રે, મળિયા બ્રહ્મકુમાર;
બ્રહ્મકુંવર ભગવાનને ચાહતા, હરિગુણ ગાતા વેણ સુવાતા;
કર જોડી કહે છે ભૂપ તન, ક્ષમા કરો તમે નારદ મુન્ય;
જે જે વૈકુંઠ. ૧૯

**નારદ:** નારદ કહે છે શીદ જાઓ છો, શું છે તમારે કામ;
કોણ તમારાં માતા પિતા, શું છે તમારૂં નામ;
**ધ્રુવ:** મારૂં નામ છે ધ્રુવ નિર્ધાર, મારા પિતાને બે છે નાર;
રાવરાણા બેઠા સઉ રંગ, ઉત્તમને તેડયો ઉછંગ;
જે જે વૈકુંઠ. ૨૦

ઉછંગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાની ખોલી;
દૃષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપરમા એમ બોલી;
અપર કહે અભાગિણી કેરા,જો સુખ વાંછો વન જાઓ વહેલા;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ;
જે જે વૈકુંઠ. ૨૧

નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કહ્યાં કઠણ વચન;
કઠણ વચન તે કયમ વીસરે, લોઢા સમ હોય તો નીસરે;
ખડગતણો તો સહિયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય;
જે જે વૈકુંઠ. ૨૨

નારદઃ જારે ઘેલા અત્યારથી, તે તું એવડા શો ધરે કાળ;
માન કુમાન શું તારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને મા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલોલ,
અપરમાનાં એવાં હેત, વિસારીને વાળો ચેત;
જે જે વૈકુંઠ. ૨૩

ધ્રુવઃ ચિત્ત તે કઈ પેર વાળિયે મને, બોલાવ્યો નહિ બાપ;
કશાયમાં લેખ્યો નહિ હુંને, ઊકળું છું તે તાપ.

નારદઃ તાપ કુંવર નહિ આણીએ રતી, સુખદુઃખનું કોઈ સરિગત નથી;
હરિએ નિર્મ્યું તેમ જ હોય, કર્યાં કરમ છોડાવે નહિ કોય;
જે જે વૈકુંઠ. ૨૪

કો કાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરો હર્ષ ને શોક;
અણુચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોષ;
સંતોષી કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ;
જે જે વૈકુંઠ. ૨૫

ધ્રુવઃ સભામાં શું દેખાડિયે, સૌકોમાં વળી નાક;
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવીશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ બહુ બળે;
જે જે વૈકુંઠ. ૨૬

નારદઃ બળ કીધે હરિ નહિ મળે, માનો મારું વચન;
જન્મ થકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દર્શન;
દર્શન તમને કેમ આપશે, વન જઇને વિમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રૂજશે;
જે જે વૈકુંઠ. ૨૭

જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ;
ભૂખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ.
ધ્રુવ: જોગ ઋષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ,
મેરુ ચળે પણ હું ચળું નહિ, ઋષિજી તમ પરતાપે સહી;
જે જે વૈકુંઠ. ૨૮
નારદ: ઋષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવનમાંય,
જમનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઈ કરજે અલ્પાશન, જળ પત્ર ને ફળ પ્રાશન;
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમરજે શ્રીઘનશ્યામ;
જે જે વૈકુંઠ. ૨૯
શ્યામને શીશ મુગટ છે, કાને કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કટિ મેખલા, પાય નેપુર ઝણકાર;
પાણ પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા;
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ;
જે જે વૈકુંઠ. ૩૦
એ કરતાં ખટ માસમાં, તુજને મળશે વૈકુંઠનાથ;
કવિ: આશીર્વાદ દેઈ દાસને, મસ્તક મૂકયો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ, આજ્ઞા માગી વિચર્યો અરણ;
એહ કથા રહી એણે ઠામ, ઋષિ પધાર્યા રાયને ગામ;
જે જે વૈકુંઠ. ૩૧

## પ્રેમાનંદ

# સુદામા ચરિત્ર

[ કડવું ૩-રાગ ગોડી ]

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે;
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશે રે,
ધન નહિ જડે તો ગોમતીમાં જઈ, દર્શન ફળ નહિ જાય;
ભાવઠ—ટેક.

સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય;
મામ ન મૂકીએ રે.

ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવા તણું; મામે વણસે કામ;
ભાવઠ૦

જાદવ સઘળા દેખતાં કેમ, ઓડું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ;
મામ ન૦

જે પુરુષ છે ઉદ્યમી રે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળધર્મ છે, તેમાં ભીખંતાં શી લાજ;
ભાવઠ૦

અંતર્યામી અજાણ નથી રે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પ્રાણીની, રક્ષા કરે મોરાર;
મામ ન૦

શો ઉદ્યમ કરીએ એવું જાણી, સંતોષ આણીએ મન;
સુખલીલામાં હરિ વીસરે, ભાવ થાય આપણો ભિન્ન;
માન ન૦

જાચવા ન જઈએ ને પડી રહીએ તો, કયમ જીવે પરિવાર;
એક વાર જાઓ જાચવા, તમને નહિં કહું બીજી વાર;
ભાવઠ૦

રાજા થઈ વિભીષણ જાચ્યા, મહાવીર ધીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, ટળે દારિદ્રય ને રીસ;
ભાવઠ૦

જોડવા પાણિ,દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ,
એ ચિહ્ન છે જાચક તણાં, જાચવાથી રૂડું મરણ;
માન ન૦

જગતના મનની વાર્તા જાણે, અંતર્યામી રામ;
ઈહાં બેઠાં નવનિધ આપશે, ત્યાં ગયાનું શું કામ;
માન ન૦

સુદામો કહે નારને, ક્યમ ચાલે મારા પાય;
મિત્ર આગળ માન મૂકિયે, ધિક્ક પડો મારી કાય;
માન ન૦

કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ;
ભાવઠ૦

દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ;
માન ન૦

તમે જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર;
ભાવઠ ભાંગશે રે.

વલણ

અવતાર સ્ત્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછી સુદામોજી ઉચરે.

[ કડવું ૪–રાગ રામગ્રી ]

પછી સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે;
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરી રે.
જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે;
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે.
દીધા વિના ક્યાંથી પામિયે, સુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે.
જો ખડધાન જ વાવિયે, સુણ સુંદરી રે;
તો ક્યાંથી જમીએ શાળ, ઘેલી કોણે કરી રે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ; ઘેલી કોણે કરી રે.
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરી રે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરી રે.
અગ્નિ તૃપ્ત કીધા નહિ, સુણ સુંદરી રે;
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કોણે કરી રે.
બ્રહ્મભોજન કીધા નહિ, સુણ સુંદરી રે;
નથી કીધાં હોમ હવન, ઘેલી કોણે કરી રે.
અતિથિ નિર્મુખ વાળિયા, સુણ સુંદરી રે;
તો ક્યાંથી પામિયે અન્ન, ઘેલી કોણે કરી રે.

હરિપ્રસાદ લીધો નહિ, સુણ સુંદરી રે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરી રે.
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરી રે;
છૂટ્યાં પશુ તણો અવતાર, ઘેલી કોણે કરી રે.
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિએ નવનિધિ આપશે, સુણ સુંદરી રે;
ધરો ધીર તમે ભોજન, ઘેલી કોણે કરી રે.

આંખ ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મારૂં જડ થયું છે મન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે.
અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે.
અન્ન વિના ભજન સૂઝે નહિ, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે.

શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજી રે.
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજી રે.
ઇંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજી રે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજી રે.
સુર સેવે કલ્પવૃક્ષને ઋષિરાયજી રે;
મન વાંછિત પામે આહાર, લાગું પાયજી રે.
ધર્મ પ્રાણ અન્ન વિના નહિ, ઋષિરાયજી રે;
ઊભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે.

ફેરાનું ફળ જાશે નહિ, ઋષિરાયજી રે;
જઈ જાચો કૃષ્ણબળદેવ, લાગું પાયજી રે.
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજી રે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજી રે.

વલણ

તત્ક્ષણ ત્રીકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડ રે
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.

[ કડવું ૫–રાગ રામગ્રી ]

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રમદા લાગે પાયજી,
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

ઢાળ

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક,
અન્ન વિના બાળક ટળવળે, એમાં માત તણો શો વાંક.
પત્ની પ્રત્યે કહે સુદામો, તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણસુતસમુદાય;
ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંહ્ય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
બાઈ આજ કામ કરો મારૂં, જાણે વણમૂલે લીધી દાસ.
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કાંઈ આપો ઉછીનું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઈ તમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.

મારગમાં છોવાય નહિ, છે ત્રીકમના તાંદુળ;
લેઈ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.
ઉપરા ઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દસ વીસ;
રત્નની પેરે જત્ન કીધું, જ્યમ ચડે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો; જ્યમ જાય આપણી ભૂખ.
દીન વાણી સાંભળીને, મુનિએ મૂકયો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વોળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભકતના શણગાર.
ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભણતો જાય;
મુખ કુબનું જાળું વાધ્યું, કદ્રૂપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઊડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણુ અભ્ર છાયે, જોજન કોટાન કોટ.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે માર્ગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઇચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથે ગ્રહ્યું તુંબીપાત્ર.
કૌપીન જીરણ વસ્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્યભાનુ ઉદય થયો, હરિ કરશે આપ સમાન.

વલણ

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારામતી.

[ કડવું ૬–રાગ સારંગ ]

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન જડ્યાં કાંગરે.
કોઠા કોશીસાં શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુંદુભિ ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભીર નાદ સાગર મન મોહે;
ત્યાં તો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી ન્હાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.
રૂપ જોઈ જોવા સહુ મળે, ખીજવે બાળક પુંઠળ પળે;
જાદવ સ્ત્રી તાળી દઈ હસે, ધન્ય નગર આવો નર વસે.
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઈ કહે ઇંદુ કોઈ કહે કામ, એને રૂપે હારશે કેશવરામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાંખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરી વળ્યાં નહાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋખિ, સાધુની દ્રષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢયાં હાંકી, પૂછ્યા સમાચાર ઊભા રાખી;
કૃપાનાથ કયાંથી આવિયા, આ પુરને કયમ કીધી મયા.
પ્રત્યુત્તર બોલ્યા ઋષિજન, મને હરિદર્શનનું મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.
હરિમંદિર આવ્યા ઋષિરાય, ઊભા રસ્તે ચાલ્યું નવ જાય;
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ ઓટલે ઊગ્યા ભાણ.

શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં ઝરૂખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કઠેરા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી;
સભામાં સ્ફટિકમણિના સ્થંભ, થઈ રહ્યો છે નાટારંભ.
મૃદંગ ઉપંગ મધુરાં તાલ, ગાય હરિગુણનાં ગીત રસાળ;
રમક ઝમક ત્યાં ઘુઘરી થાય, તે સુદામોજી જોતા જાય.

ધજા પતાકા કળશ બિરાજે, ગડગડ ગડગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઈ ભેરી નફેરી, ઉત્સવ મંગળ શેરીએ શેરી.
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમકળશ ભરી લાવે પાણી, દાસીઓ જાણે ઈંદ્રાણી;
છપ્પન કોટિ જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.

અનંત યોદ્ધા ઊભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યારથી;
એ થઈ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુળ માંકડાં, ગુરુને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી.

વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એક વાર પામું દર્શન, તો હું પામ્યો ઈંદ્રાસન.
છે વિવેકી હરિના છડીદાર, પૂછ્યા સુદામાને સમાચાર;
માંનુભાવ કેમ કરુણા કરી, તવ સુદામે વાણી ઓચરી.
છું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઈ કહો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.

વલણ

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયા, શ્રીકૃષ્ણને સમાચાર રે.

[ કડવું ૭–રાગ મારૂ ]

( શ્રીકૃષ્ણ ભગવાન આરામ લેવા સૂતા છે; રુક્મિણી, સત્યભામા, વગેરે રાણીઓ સેવા કરી રહી છે. )

એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે;
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામી રે;
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વસિષ્ઠ ને વામદેવ રે.
ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયા છે સમસ્ત રે;
નહિ વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રી રે.
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે;
પિંગળ જટાભસ્મે ભરિયો રે, ક્ષુધારૂપી નારીને વરિયો રે.
શેરિયે શેરિયે થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે;
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે.
એમ દાસી કહે કર જોડી રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુખિયાનો વિસામો રે.
ઊઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે;
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુક્મિણી ઊંચાં સ્હાય રે.
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજાથાળ કરો સાવધાન રે;
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો આ બ્રાહ્મણનું પુણ્ય રે.

જે કોઇ નમશે એના ચરણ ઝાલી રે, તે નારી સહુ પેં મને વહાલી રે;
તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે; સામગ્રી પૂજાની કરતી રે.
સહુ કહે માંહોમાંહી બાઈ રે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈ રે;
જેને શામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે.
લઈ પૂજાના ઉપહાર રે, રહી ઊભી સોળ હજાર રે;
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે.
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શામળિયોજી મળવા જાય રે;
છબીલોજીએ છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે.
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટયાં આંસુ શ્રાવણનેવ રે;
જુએ કૌતક ચારે વર્ણ રે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણશર્ણ રે.
જુએ દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિજીને પાયે પડિયા રે;
હરિ ઊઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે.
મળ્યા જાદવ જોવા પુઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે;
મુખ અન્યોઅન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે.
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે;
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યાં રંક ધામ રે.
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે;
હસ્ત ઝાલી હરખે મુરારિ રે, જોઈ હાસ્ય કરે સૌ નારી રે.
ઘણું વાંકાબોલાં સત્યભામા રે, આવા કુટડા મિત્ર સુદામા રે;
હરિ તેને ઊઠીને શું ધાયા રે, ભલી નહાનપણાની માયા રે.
ભલી જોવા સરખી જોડી રે, હરિને સાંધો એને રાખોડી રે;
જો કોઇ બાળક બહાર નીકળશે રે, તો તે કાકાને દેખી છળશે રે.
તવ બોલ્યાં રુક્મિણી રાણી રે, તમે બોલો છો શું જાણી રે.

વલણ

શું બોલો વિસ્મય થઈ, હરિભક્તને ઓળખો નહિ;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઊભા રહી.

[ કડવું ૮-રાગ સોરઠી]

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યા પર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણિ રે. ભક્તા૦
નેત્ર સમશ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે. ભક્તા૦
જેના નાભિકમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે. ભક્તા૦
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભક્તા૦
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઊભા રહી કર વીંજણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાય રે. ભક્તા૦
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃતપકવ પકવાન્ન;
શર્કરા સંયુક્ત ઋષિને, કરાવ્યાં પયપાન રે. ભક્તા૦
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાન રે. ભક્તા૦
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે. ભક્તા૦
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલતણી તે, જંઘા નીચે લેઈ ચાંપે રે. ભક્તા૦

વલણ

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલ તણી,
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યા તણી ગત છે ઘણી.

[ કડવું ૯—રાગ મલાર ]

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા,
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે૦
શે દુઃખે તમે દુબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો મને, મારા બાળસનેહી. ગોવિંદે૦
કોઈ સદ્‌ગુરુ તમને મળ્યો, તેણે કાનશું ફૂંક્યો;
વેરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો. ગોવિંદે૦
શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી;
છો તે કિયે દુઃખે દુબળા, મારા પૂર્વસનેહી. ગોવિંદે૦
કો' શત્રુ કોઈ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદે૦
કાંઈ ધાતુપાત્ર કને નહિ, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસનેહી. ગોવિંદે૦
કે સુખ નથી કાંઈ સંસારનું, કાંઈ કર્મને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે. ગોવિંદે૦
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી;
એ દુઃખમાં કયું દુઃખ છે, મારા પૂર્વસનેહી. ગોવિંદે૦
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે૦
અમને તો દુઃખ વિજોગનું, નહિ પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે. ગોવિંદે૦

[ કડવું ૧૦—રાગ રામગ્રી ]

પછી શામળિયો બોલિયા, તને સાંભરે રે;
હાજી નહાનપણાની પેર, મને કેમ વીસરે રે.

આપણુ બે મહિના પાસે રહ્યા, તને૦ હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મને૦
અન્ન ભિક્ષા માગી લાવતા; તને૦ હાજી જમતા ત્રણે ભ્રાત. મને૦
આપણુ સૂતા એક સાથરે, તને૦ સુખદુઃખની કરતા વાત. મને૦
પાછલી રાતના જાગતા, તને૦ હાજી કરતા વેદની ધુન્ય. મને૦
ગુરુ આપણા ગામે ગયા, તને૦ હાજી જાચવા કોઈક મુન્ય. મને૦
કામ દીધું ગોરાણીએ, તને૦ કહ્યું લઈ આવોને કાષ્ટ. મને૦
શરીર આપણાં ઊકળ્યાં. તને૦ હાજી માથે તપ્યો અરિષ્ટ. મને૦
સ્કંધે કહોવાડા ધર્યા, તને૦ ઘણું દૂર ગયા રણછોડ. મને૦
આપણે વાદ વધ્યા ત્રણે બાંધવા, તને૦ હાજી ફોડયું મોટું ખોડ. મને૦
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને૦ હાજી આવ્યા બારે મેહ. મને૦
શીતળ વાયુ વાયો ઘણો, તને૦ ટાઢે થરથર ધ્રૂજે દેહ. મને૦
નદીએ પૂર આવ્યું ઘણું, તને૦ ઘન વરસ્યો મુસળધાર. મને૦
એકે દિશા સૂઝી નહિ, તને૦ થયા વીજ તણા ચમકાર. મને૦
ગુરુજી ખોળવા નીસર્યા, તને૦ કહ્યું સ્ત્રીને કીધો તેં કેર. મને૦
આપણને હ્રદયાશું ચાંપિયા, તને૦ પછી તેડીને લાવ્યા ઘેર. મને૦
ગોરાણી ગૌ દ્હોતાં હતાં, તને૦ હતી દ્હોણી માગ્યાની ટેવ. મને૦
મેં નિશાળેથી કર વધારિયા, તને૦ હાજી દીધી દ્હોણી તતખેવ. મને૦
જ્ઞાન થયું ગુરુપત્નીને, તને૦ તમને જાણ્યા જગદાધાર. મને૦
ગુરુદક્ષિણામાં માગિયું, તને૦ હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને૦
મેં સાગરમાં ઝંપાવિયું, તને૦ તમે શોધ્યાં સપ્ત પાતાળ. મને૦
હું પંચાનન શંખ લાવિયો, તને૦ હાજી દૈત્યનો આણ્યો કાળ. મને૦
સંયમની પુરી હું ગયો, તને૦ પછી આવી મળ્યો જમરાય. મને૦
પુત્ર ગોરાણીને આપિયો, તને૦ હાજી પછે થયા વિદાય. મને૦

આપણ તે દિનથી જૂદા પડ્યા, તને૦ વ્હાજી ફરિને મળિયા આજ. મને૦
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને૦ મને મોટો કર્યો મહારાજ. મને૦

વલણ

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરિ;
પછી દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શ્યામે કરી.



મલબારી

## બોલ્યું પાળો.

[ ગરબી ]

બોલ્યું પાળો રે દેશીઓ! નહિતર બોલો ન મિથ્યા બોલ,
થૂંક્યું ચાટો કાં દ્વિવેષીઓ? પાળો આપ્યો પવિત્ર જ કોલ;
બોલ્યું પાળો રે. ૧

ભાષણ ભૂંકો રે મન ભાવતાં, લાંબા હાથ ને ફરતી ડોક,
અવસર કામનો રે આવતાં, કાયર નાસો મૂકી પોક;
બોલ્યું પાળો રે. ૨

ખોટાં બ્હાનાં રે બતાવતા, આજે એક ને બીજું કાલ,
વાંક એકેકનો કહાડતા, ચડાવો એક બીજા પર આળ,
બોલ્યું પાળો રે. ૩

સુધારો સમસ્ત રે ક્યાં થશે? આગળ અગ્રેસર નહિ હોય,
સૈન્ય આખું શું રે રણે ધસે? વીરજન ધસે ન પહેલો કોય;
બોલ્યું પાળો રે. ૪

થઈને મરણિયા રે સુધારકો! સુધારા ક્ષેત્ર ગજાવો એમ,
એક હાથે બહુ રે કરી શકો, પ્રજા સર્વસ્વનું કુશળ ક્ષેમ;
બોલ્યું પાળો રે. ૫

સ્વધર્મને અર્પો રે પ્રાણ સહુ, એક બે દશની શી વિસાત?
સૂતા થઈ મરવે રે માન બહુ, મનુષ્યના દેવ બનો સાક્ષાત!
બોલ્યું પાળો રે. ૬

---

## બાદલવીર

[ પુનરાવળી ]

૧

અલાઉદ્દિન ખિલજી જવ આવ્યો,
ચિતોડને જીતવા દળ લાવ્યો,
વીર્યપ્રતાપ અખંડ બતાવ્યો,
એવો કોણ હતો નરવીર ?
કોની આજ કથા તે કરીએ,
કોનાં ગાન થકી ઉર ભરીએ,
કોની પ્રતિમા નજરે ધરીએ,
કોણ હતો એવો રણધીર?
બાર વસંત ન દીઠી પૂરી,
બાદલવીર ! બાદલવીર !
કોમળ જેની કાંતિ મધુરી,
બાદલવીર ! બાદલવીર !
બાર વસંત ન દીઠી પૂરી,
કોમળ જેની કાંતિ મધુરી,
અદ્‌ભુત તે શી પ્રતિમા રૂરી,
રણ શોભાવે બાદલવીર !

૨

ચિતોડના બાળકનૃપ પક્ષે,
ભીમસિંહ બંધુસુત રક્ષે,
તેની લલિતા રંભા લક્ષે,
યવનેશ્વર મોહી થઈ પૂર;—
અલાઉદ્દિન ઘેરો લઈ આવ્યો,
નહિ નિજ આશ વિષે કંઇ ફાવ્યો,
છળકપટે ભીમસિંહ બંધાવ્યો,
રમણી દે તો છૂટે શૂર.
શું રજપૂતાણી યશ ખોશે?
બાદલવીર! બાદલવીર!
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે?
બાદલવીર! બાદલવીર!
શું રજપૂતાણી યશ ખોશે?
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે?
ના, ના, શૂર પડયા ના રોશે!
હાક પડાવે બાદલવીર!

૩

અલાઉદ્દિન ગર્વે નિજ ડૂલે,
એવે કંઈ સુણતાં ઉર ફૂલે,
ચિતોડની પદ્મિની ત્યાં ઝૂલે,
દ્વારે નિજ દાસીઓ સાથ.
ડોળીઓ શત સપ્ત પધારી,
યવન મુકામ સમીપ ઉતારી,

રમણી સાટે રણવીર ભારી,
નીકળ્યા, અસિ ફેરવતા હાથ!
ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
બાદલવીર! બાદલવીર!
થઈ રજપૂત સરદાર ઝૂમે,
બાદલવીર! બાદલવીર!

ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
થઈ રજપૂત સરદાર ઝૂમે,
રિપુદળ ધૂળ પળેપળ ચૂમે:
રણ ધૂજાવે બાદલવીર!

૪

હથિયારે વીજળીઓ ચમકે,
રણ ગગડાટે ધરણી ધમકે,
વીર બાળક અમ્વે ત્યાં ઠમકે,
ન ગણે ઘા નિજ સૌમ્ય શરીર!
ગોરો ભૂમિ પડયે ના ખાંચ્યો,
ભીમસિંહ મુક્ત કરીને રાચ્યો,
બળવંતા અરિને શિર નાચ્યો:
વિજયી આવ્યો બાદલવીર!
માતાએ ચુંબ્યો લઈ ખોળે,
બાદલવીર! બાદલવીર!
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે!
બાદલવીર! બાદલવીર!
માતાએ ચુંબ્યો લઈ ખોળે,
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે!
ભારત ગર્વે હૃદય હિંચોળે:
ફરી ક્યાં લાવે બાદલવીર!

## ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શીષ;
માત મીઠી! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૧

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ,
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૨

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત ! ૩

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત ! ૪

સર સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર !
પુણ્યભૂમિ ફળફૂલ ઝૂમી માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત ! ૫

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ !
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૬

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર !
એકસ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !
અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત ! ૭

## નર્મદાશંકર

### ગુજરાતના શૂરવીરો

[ રોળાવૃત્ત ]

પંચાસરનો રાજ, ચાવડાઓનું ભૂષણ;
જયશેખર ક્હાં આજ, વળી તેનો સાળો પણ ?
સૂરપાળ રણસિંહ, ભુવડથી લલચાયો નહિ,
કુલીનજાયો તેહ, મરે પણ દેય દગો નહિ.
મૂકે મિત્રને જેહ, અડીવેળાએ જે નર;
લુંડીજાયો તેહ, જગતમાં તે જ ખરો ખર.
" ધસ્યા પછી જે ખસે, ધિક્ક જીવવું છે તેનું;
છેલ્લો છઉં હું રાજ, પરાક્રમ કરી મરૂં હું; "
એમ કહીને રાય જુદ્ધમાં ઘુમ્યો ધસીને;
ગાંડા ગજની પેર, આખરે પડ્યો લડીને.
જયશેખરનું સેન કુલીન રજપૂતો કેરૂં;
મુઆ રાજને કાજ, નથી એ કરવું સ્હેલું.
સ્ત્રીઓ મ્હેલની તેહ, લડી લઈ ભુંગળ ને ગજ;
મારી હડાવી સેન, બચાવ્યું રાજાનું શબ.
ધન્ય પ્રેમ ને શૌર્ય, અરે તે ક્હાં છે આજે ?
ધિક્ક ધિક્ક નરનાર, જતાં રણમાં જે લાજે.
સોલંકી મુળરાજ, વીર નાયક નહિં તોએ,
રણે બતાવ્યું શૂર, કર્યાં કામો તે સ્હોયે.

અનહલવાડનું રાજ, વધાર્યું ઝાઝું તેણે;
કહાં છે રજપૂત આજ, શૂર દર્શાવ્યું જેણે ?
ભીમદેવ હંમેશ, પ્રતાપી મ્હોટો જોદ્ધો,
ઘણાંક બીજાં રાજ, રાખતાં જેનો મોભો.
સિદ્ધરાજ શૂરવીર, થયો નામાંકિત રાજા;
પ્રજાહિતનાં કામ, કર્યાં છે જેણે ઝાઝાં.
રાજા રાહુખેંગાર, જુનાગઢવાળો જેણે;
કર્યાં પરાક્રમ બહુ, મારિયો સિધો તેને.
સિદ્ધરાજ જયસિંગ, નથી દેખાતો આજે;
જોદ્ધો તે જગદેવ, આજ કાંહાં બીરાજે ?
શૂરો ભોળોભીમ, ભીમના જેવો જોદ્ધો;
શૂરાઓમાં જેહ, ધરે ઊંચો બહુ ઓદ્ધો.
દિલ્હિપતિ પ્રથિરાજ, તેહ પણ જેથી ડરતો;
ભીમ તેહવો આજ, કોણ છે રણમાં લડતો ?
કહાં કહાં તે શૂર, ઉર ઊંચું રણતૂરથી;
ગયું જનનું નૂર, જુદ્ધ જોયે નહિં દૂરથી;
ક્ષત્રીકેરું બીજ, કોહી ગયલું છે સાચે;
અફિણી કાયર રાજ, જનાનાથી બહુ રાચે.

---

## ઝાંસા શા ખાવા ?

[ ૫૬ ]

ઝાંસા શા ખાવા ભાઈ, હીણપત મોટી નામરદાઈ. ટેક.
માનભંગથી મરવું સારૂં, એકવાર દુઃખ મરવે;
માનભંગથી નિત્ય નિત્ય દુઃખ, આંગળી કરશે સરવે. ઝાં. ૧
મેળવી જસને મરવું વ્હેલું, ઉત્તમ નર એ ચ્હાયે;

અધમ કાયરો ઘણું જીવીને, અપજસમાં રીબાયે. ઝાં. ૨
માન સરીખું કલ્પવૃક્ષ કો, સંસારે નવ સ્હોયે;
સુખ આપીને અમર રાખતું, ઉત્તમ અંશી જોએ. ઝાં. ૩
ગયું ધન તે પાછું આવે, ગયું માન ના આવે,
ગયું માન કે ત્રણે તાપો, દુખડાં ઝાઝાં લાવે. ઝાં. ૪
રખે મળે અપજસ કો વાતે, માટે બ્હીતા ચાલે;
શૂરવીર સાહસ કરનારા, તલવારે ને ઢાલે. ઝાં. ૫
ભોગજોગ એ હાર ખાય ને, મદદ ન આવે આડે;
તસકા કયમ સ્હેવાશે માટે, જાતે જાનો કહાડે. ઝાં. ૬
વિનાઃ કારણે મદે ભરાઈ, ઉપરી તસકા તોડે;
થોડી વાર તો ખમી જવું પણ, પછી ન રહેવું જોડે. ઝાં. ૭
સમજાવે તે માને નહિ તો, ક્રોધ કરીને ઊઠવું;
વેર ધરીને શિક્ષા કરવી, સરવસ તેનું લૂંટવું. ઝાં. ૮
ભણી ગણીને ટેક રાખતાં, વળી રખાવી જાણે;
તે જન જસનું બીડું ચાવે, નર્મદ બોલ પ્રમાણે. ઝાં. ૯

## વસંતે પંચમાલાપે

### [ કવ્વાલી ]

વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોએ.
સહજ સૌરભ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે,
ભ્રમર મકરંદના ભોગી મળે કે ના મળે તોએ.
સુગન્ધી પુષ્પ પ્રકટાવી મનોહર માલતી રાચે,
સમયને સાચવી માળી ચુંટે કે ના ચુંટે તોએ.
સુધાસ્પર્ધી ફળો દૈવી ફળે માકંદ મોંઘેરાં,
પ્રવાસી કે વિપિનવાસી ગ્રહે કે ના ગ્રહે તોએ.
કરી પીયૂષની વૃષ્ટિ સુધાંશુ વિશ્વને પોષે,
જગત નિદ્રા તજી એને જુએ કે ના જુએ તોએ.
સદા સ્રોતસ્વતી સ્વાદુ વહે ઉરથી વિમળ વારિ,
પિપાસુ પાન્થ એ પાણી પીએ કે ના પીએ તોએ.
અમૂલા પ્રાણ અર્પીને જલદ સૌ પ્રાણીને પાળે,
કદર એ કાર્યની કોઈ કરે કે ના કરે તોએ.
સહીને આકરા અંશુ કરે શીળી તરુ છાયા,
શ્રમિત પન્થી તળે આવી વસે કે ના વસે તોએ.
પ્રણયના મીઠડા મંત્રો અને ગીતો અમે ગાશું,
ભલે સંસારના શિષ્યો સુણે કે ના સુણે તોએ.
હૃદયનાં આંસુડાં રેડી ભીંજવશું વિશ્વને ભાવે,
કઠિન હૈયાં મૃદુલ એથી બને કે ના બને તોએ.
પ્રબળ પડદા બધા ચીરી હૃદય ખુલ્લાં કરી દેશું,
સુભાગી સત્ય જોનારા જડે કે ના જડે તોએ.
પુનિત કર્તવ્યને પંથે વિચરશું ધર્મ ધારીને,
અમારા બંધુ એ ચીલે ચડે કે ના ચડે તોએ.

---

## ચંદન

### ૧

[ શિખરિણી ]

"સભામાં શ્રીમંતો, અમીર, ઉમરાવો, અનુચરો,
અને આવે બીજા બહુ નગરના યોગ્ય પુરુષો;
મને પ્રીતિ નિત્યે સહુ જન પરે પૂર્ણ પ્રગટે,
પિતા પેઠે મારૂં હૃદય થઈને વત્સલ રહે.
પરંતુ જે પેલો વણિક અહીં આવે સહુ વિષે,
અરે ! એને જોતાં અધિક ઉરમાં ક્રોધ ઉપજે;
ન તે વૈરી મારો, અવિનય લગારે નવ કરે;
બગાડે ના કાંઈ, પરુષ કદીએ વાકય ન વદે.
તથાપિ શા માટે હૃદય મુજ એને નિરખીને,
વડા વૈરી જેવો સમજી હણવા તત્પર બને ?
વિના વાંકે એવો મુજ હૃદયને ક્રોધ ન ઘટે,
અરે ! જાણું છું એ, પણ હૃદય પાછું નવ હઠે."

[ શાર્દૂલવિક્રીડિત ]

ભૂપાળે દિન એક મંત્રિવરને એકાંત દેખી કહી
ઊંડી અંતર કેરી વાત ઉરને જે સર્વદા બાળતી;
એનું કારણ શોધવા સચિવને તે સાથ આજ્ઞા કરી,
મુંઝાણો મન મંત્રી ઉત્તર કશો આપી શકયો ત્યાં નહિ.

[ દ્રુતવિલમ્બિત ]

દિન પરે દિન કૈંક વહી ગયા,
સચિવ તર્ક વિતર્ક કરે સદા;
વણિક સંગ પિછાણ પછી કરી,
દિન જતાં વધતી વધતી ગઈ.

[ અનુષ્ટુપ ]

મોટાની પામવા મૈત્રી ઇચ્છે કો નહિ અંતરે ?
વિના યત્ને મળે મંત્રી, ન કોને હૃદયે ગમે ?
એકદા મંત્રી ચાહીને વૈશ્યને ભવને ગયો,
વાર્તા વાણિજ્યની એની સંગાથે કરતો હતો.

[ શાર્દૂલવિક્રીડિત ]

દીઠો ત્યાં ઢગ એક ચંદન તણો તે જોઈ આશ્ચર્યથી
પૂછયું તે ઘડી મંત્રીએ વણિકને " આ શું પડયું છે અહીં ?"
" એ છે ભૂલ સચિવજી ! મુજતણી, ના તે સુધારી શકું,"
ઊંડા અંતરમાંથી એમ વણિકે નિઃશ્વાસ નાંખી કહ્યું.

[ વસંતતિલકા ]

"પૂર્વે ગયો હું મલબાર તણા પ્રવાસે,
લાવ્યો હતો વિમળ ચંદન વા'ણ માંહે;
આ ક્ષુદ્ર ગામ મહીં એ નહિ કામ આવે,
વીત્યાં બહુ વરસ, ગ્રાહક કો ન થાયે.
રોકાઇ પૂર્ણ ધન ચંદનમાં રહ્યું છે,
ચિંતાથી ખિન્ન ઉર એ દિનથી થયું છે;
આનો ન કોઈ ઉપયોગ અહીં કરે છે,
ને વ્યાજ તો શિર પરે મુજને ચડે છે.

[ અનુષ્ટુપ ]

પામે કો ભૂપ મૃત્યુ તો ચિતા ચંદનની બને,
તે વિના કોઈ રીતે આ માલ મોંઘો નહિ ખપે.
કહે છે એમ સૌ લોકો, ઇચ્છું હું ઉરમાં નહિ,
આપશું ઐકય પામ્યાથી હા ! બોલાઈ ગયું કંઈ !

ક્ષમા એ દોષની માગું, વાત આ દાટજો અહીં,"
ધ્રૂજતો વૈશ્ય ભીતિથી કાલાવાલા કરે કંઈ.
" વાણીના દોષને વા'લા ! ન આણે કોઈ અંતરે, "
દિલાસો એમ આપીને ગયો મંત્રી પછી ઘરે.

૨

[ વસંતતિલકા ]

કોપે ચડ્યો તરણિ માધવમાસ માંહે,
અગ્નિભર્યાં કિરણ ઉગ્ર અનેક ફેંકે;
પૃથ્વી અને પવન પૂર્ણ તપી ગયાં છે,
સ્પર્ધા કરે શું સહુને સળગાવવાને ?
પ્રાસાદમાં નૃપતિ આપ્તસમૂહ સંગે,
બેઠો હતો કરી વિલેપન શીત અંગે;
પાસે હતો સકળ મંત્ર સહાયકારી
બેઠો પ્રધાન કંઈ વાત રહ્યો વિચારી.

[ દ્રુતવિલંબિત ]

ઉશીરના પડદા લટકી રહ્યા,
અનુચરો જળ તે પર છાંટતા;
કુસુમ ચંદન ને વ્યજનાદિકે,
નૃપતિ સેવન શૈત્ય તણું કરે.

[ વસંતતિલકા ]

દેખી પ્રસંગ થઈ સ્વસ્થ પ્રધાન બોલ્યો,
" શૈત્યાર્થ ચંદન સમો ન ઉપાય બીજો;
જો બંગલો સકળ ચંદનનો કરાય,
ઊષ્મા ન ગ્રીષ્મ તણી તો જરીએ જણાય."
"હા યોગ્ય એ જરૂર ઉષ્ણદિને ઉપાય,

મંગાવી ચંદન કરો જ્યમ શીઘ્ર થાય;"
આજ્ઞા સ્વીકારી સચિવે ઝટ કાર્ય કીધું,
દૈ મૂલ્ય વૈશ્ય તણું ચંદન સર્વ લીધું.

[ અનુષ્ટુપ ]

બનાવી બંગલો આપ્યો ભૂપ ભાળી ખુશી થયો,
બેઉના સ્વાન્તને શાન્તિ આપી એ સચિવે અહો !

[ શાર્દૂલવિક્રીડિત ]

વેચી ચંદન ભૂપને વણિક એ આપે ઘણી આશિષો,
રાજાના ઉરમાંય એ સમયથી ના ક્રોધ કાંઈ રહ્યો;
જાણી એ પલટો કશો હૃદયનો રાજા શકયો અંતરે,
તોએ કારણ એહનું ઉર વિષે આવ્યું કશું ના અરે !

[ શિખરિણી ]

શકયો જાણી સાચું સચિવ હૃદયે કારણ બધું,
અને સંતોષે એ હૃદય સહજે એમ ઉચર્યું;
"શકે છે સર્વેનાં હૃદય અવલોકી હૃદયને,
વિના પ્રીતિ કયાંથી ઈતર ઉરમાં પ્રેમ પ્રગટે ?
પ્રજાને પાળે છે નૃપતિ નિજ સંતાન સમજી,
અને એની દષ્ટિ સહુ ઉપર સ્નેહામૃતભરી;
પરંતુ જે પાપી અહિત કંઈ એનું ઉર ચહે,
પછી પ્રીતિ કયાંથી નૃપહૃદયમાં એ પર રહે ?
અરીસો છે દૈવી હૃદયરૂપ, જોવા જગતને,
છબી એમાં સાચી સકળ ઉરની સત્વર પડે;
ન ચાલે વાણી કે અભિનય તણું કૈતવ કંઈ,
ઠગાશે આ દષ્ટિ, પણ ઉર ઠગાશે નહિ કદી."

## આવળનાં ફૂલને

સૌરભથી સંસિક્ત, ભલે નહિ હૃદય તમારાં,
છો આવે નહિ પાસ, મધુવ્રત મધુ હરનારા;
કરી મનોહર માળ, ભલે જન કંઠ ન ધારે,
નિજ ઉપવનની માંય ભલે માળી ન સ્વીકારે. ૧

પણ આવળનાં ફૂલ ! તમે મુજ અંતર ગમતાં,
આ નિર્જન વનમાંય સદાયે રહેજો રમતાં;
ઉગ્ર તપે આદિત્ય, પાંથ ભીંજે પ્રસ્વેદે,
બળતાં લોચનમાંય શીતતા કોઈ ન સીંચે. ૨

ત્યાં સુંદર સમુદાય તમારો ઉર આકર્ષે,
શો વધતો વિસ્તાર હીંચતો અવિરત હર્ષે !
દૂર અતિશય દૂર સુધી પથરાઈ રહેલાં,
ઊંચી નીચી ડોક કરી કુતૂહલથી જોતાં. ૩

સોના કેરી પીત પાથરી ચાદર જાણે,
બાળરવિના પિંડ સમાં ચમકો ચોપાસે;
આવી અચાનક અનિલ ભેટતો ભાવ ભરેલો,
લેઈ જવા નિજ સંગ કરી કૈં યત્ન રહેલો. ૪

ડોલતી ડાળી સંગ, તમે ચોંટી શાં રહેતાં,
કંઠ હલાવી કાંઈ, નકાર અનિલને કહેતાં;
સ્વાર્થપથે પળનાર ભલે તમને જગ ભૂલે,
પણ વીસરે ન વસંત, ખીલવી તમને ખીલે. ૫

કુદરત કેરાં બાળ ! તમે એને બહુ વ્હાલાં,
ઉચ્ચ દઈ આરોગ્ય સદા હૃદયે રાખેલાં;
માળીના અતિક્રૂર નખરનો ઘાત ન જોતાં,
નહિ કયારે નિજ દેહ અકાળ મરણથી ખોતાં. ૬

કયાં એ ફૂલ ગુલાબ, મોગરો માલતી મોંઘાં,
જન્મ તણી સંગાથ, મૃત્યુ કેરૂં મુખ જોતાં;
કયાં કંચન શાં અંગ સહિષ્ણુ શાંત તમારાં !
સ્હેતાં પણ સંતાપ સતત હૈયે હસનારાં. ૭
સગુણ હૃદયને બંધ જગતના પરવશ કરતા,
નિર્ગુણને નહિ લેશ નઠોર બની એ નડતા;
એ સાચો સિદ્ધાંત શીખ્યો હું તમને જોતાં,
નિર્ગુણ બ્રહ્મ સમાન તમે જગથી કૈં જુદાં ! ૮
ગિરિકંદર, ગિરિશૃંગ વિષે પણ વાસ વસો છો,
જોઈ જગતના રંગ હૃદય દિનરાત હસો છો;
સાદું જીવન સાફ ભવ્ય આનંદ ભરેલું,
માયાતીત મનોજ્ઞ મિષ્ટ તમને જ મળેલું. ૯
હીંચો વ્હાલાં બાળ ! અનિલ લહરી ઉપજાવો,
મુજ અંતરને એમ નવલ કૈં નાચ કરાવો !
નિર્મળ કાવ્યતરંગ વધે પ્રતિપળ ઉભરાતા,
ભૂલે ક્ષણ સંસાર તણી મૂંઝવતી માયા. ૧૦

---

મણિશંકર ભટ

## મહેમાનોને

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે !
ઉતર્યા રંક ઘરે; શો પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

## ગ્રામ્ય માતા

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ, દિસતી એકે નથી વાદળી,
ઠંડો હિમભર્યો વહે અનિલ શો, ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દિસે શુક ઉડી ગાતાં મીઠાં ગીતડાં!

[ માલિની ]

મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષીવલોનાં બાલ ન્હાનાં કરે છે;
કમળવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે!

વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી,
અહો! કેવું સુખી જોડું કર્ત્તાએ નિરમ્યું દીસે!

ત્યાં ધૂળ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે;
ટોળે વળી મુખ વિકાસી, ઉભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં!

[ મન્દાક્રાન્તા ]

ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુએ છે,
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે.

ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઉઠી ત્યારે "આવો બાપુ" કહી ઉભો.

"લાગી છે મુજને તૃષા, જલ જરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુએ;
"મીઠો છે રસ ભાઈ ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઉભી શેલડી !

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

"બીજું પ્યાલું ભરી દેને, હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.

કાપી કાપી ફરી ફરી અરે ! કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસ તણું કેમ હાવાં પડે ના !
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ?" આંખમાં આંસુ લાવી
બોલી માતા, વળી ફરી છુરી ભોંકતી શેલડીમાં.

"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;
નહીં તો ના બને આવું," બોલી માતા ફરી રડી.

એવું યુવાન સુણતાં ચમકી ગયો, ને
માતા તણે પગ પડી ઉઠીને કહે છે—
"એ હું જ છું નૃપ, મને કર માફ બાઈ!
એ હું જ છું નૃપ, મને કર માફ ઈશ!

પીતો’તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારે જ ધાર્યું હતું–
આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારૂં હવે,
શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ ?

[ ઉપેન્દ્રવજ્રા ]

રસે હવે દે ભરી પાત્ર બાઈ!
પ્રભુ કૃપાએ નકી એ ભરાશે;
સુખી રહે બાઈ! સુખી રહો સૌ,
તમારી તો આશિષ માત્ર માગું!”

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ન્હોળો વહે રસ અહો! છલકાવી પ્યાલું!

---

## શિકારીને

રહેવા દે! રહેવા દે! આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું.
પંખીડાં, ફુલડાં રૂડાં, લતા આ ઝરણાં તરુ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌંદર્ય કુમળું.
તીરથી પામવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મથે;
તીરથી પક્ષી તો નાના, કિન્તુ સ્થૂળ મળી શકે.
પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને,
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં મળશે તને.

સૌન્દર્યો વેડફી દેતાં ના ના સુન્દરતા મળે,
સૌન્દર્યો પામતા પ્હેલાં સૌન્દર્ય બનવું પડે.
સૌન્દર્યે ખેલવું એ તો પ્રભુનો ઉપયોગ છે;
પોષવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે.
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
બધે છે આર્દ્રતા છાઈ, તેમાં કૈં ભળવું ભલું.



ત્રિભુવન વ્યાસ

## સંધ્યા

ઈશ્વરનો ઝળહળતો દીવો,
અખૂટ તેજ ફુવારા જેવો,
તપી તપીને નમતો નમતો–
પશ્ચિમમાં આથમતો સૂરજ–
ડૂબ્યો સાગરનાં જળ ઝીલી !
કેવી સુંદર સંધ્યા ખીલી !
અંગ સજી સાડી નવરંગી–
વાદળીઓ હળતી ને મળતી,
સિંદુર સરખી સુંદર તેની–
લાલ કિનારી શી ઝળહળતી !
એ તો રમતી રાસ રસીલી !
કેવી સુંદર સંધ્યા ખીલી !
સોનેરી કુમકુમથી લીંપ્યાં–
પશ્ચિમ દિશનાં આંગણુ ઘેરાં,
ઊગતા તારલિયાનાં મોતી–
નાની શી મૂઠડીએ વેર્યાં !
રમતી ત્યાં ચંદા સાહેલી !
કેવી સુંદર સંધ્યા ખીલી !
વાદળીઓની મનહર વેલે–
કંચનનાં કેસુડાં ખીલ્યાં !

ભરદુનિયાએ એનાં રૂપને-
આંખેથી ઊતરતાં ઝીલ્યાં!

તેજછટા છવરાઈ શીળી;
કેવી સુંદર સંધ્યા ખીલી!

પગની ધૂળે અંગ રજોટયાં-
ધેનુનાં ધણ આવે ધાયાં,
ગોવાળે લલકારી તેને-
સોનેરી સરિતાજળ પાયાં!

ભાંભરતી વાછરડાં—ઘેલી;
કેવી સુંદર સંધ્યા ખીલી!

પંખી માળે કિલકિલ કૂજે,
મંદિરની ઝાલરિયો ઝણુકે,
ચંડૂલો આકાશે ઊંચે—
ગાતાં ગીત મધુરી હલકે;

પર્વત ઉપર રાતી પીળી-
કેવી સુંદર સંધ્યા ખીલી!

ધીંગા ખેડુત આવે ધસતા-
સીમ તણી લક્ષ્મી ઘર લાવે.
તેની લલના ગીત ગજવતી-
વગડાને રસ પાતી આવે;

એવી રસઘેલી અલબેલી-
કેવી સુંદર સંધ્યા ખીલી!

વિરામ કાજેનો કોલાહલ–
મચી રહ્યો વૃક્ષે ને ગામે,
વિપ્રોનાં સંધ્યાવંદનની–
શાંતિ સરિતાને તટ જામે !
સવિતાના શુભ મંત્રો ઝીલી–
કેવી સુંદર સંધ્યા ખીલી !

## બાળસ્વરૂપ

મુખ મનહરણું સાવ સરળ ને
મીઠી આંખલડી તેજાળ,
કુમળું અંગ ગુલાબ કળી સમ
સોનેરી ભૂરા શિર વાળ;
નિર્મળ સુંદરતા રસરૂપ–
નમું નમું હો બાળસ્વરૂપ.
ઉભરાતી તન હર્ષખુમારી
મુખડું મલકે મંદ મધુર,
હસતાં ખાડા પડે ગાલમાં
મીઠી ઘંટડી સરખો સુર;
કિલોળનો છલકાતો કૂપ–
નમું નમું હો બાળસ્વરૂપ.
ઘુઘરે ઘમઘમતો કંદોરો
કમર ઉપર લપટાઈ રહ્યો;
ઝાંઝરીઓનો ઝમકારો શાં
સંગીત ચરણે ગાઈ રહ્યો !
રમવું ને રડવડવું ખૂબ–
નમું નમું હો બાળસ્વરૂપ.

યોગીજન સમ ક્ષુધાહારી
કાંતિ નગ્ન દિગંબરની,
અવધુત સરખું અંગ અહાહા !
પ્રેમળતા પેગંબરની;
જીવન જગમાં અજબ અનુપ–
નમું નમું હો બાળસ્વરૂપ.

વિશાળ ઉજળે ચોક ઉષાને
વાદલડી નાની સરકે,
એવી રમ્ય લલાટ પ્રદેશે
ઝુલ્ફાંની લટ શી ફરકે !
નિત નિત નૌતમ એનાં રૂપ–
નમું નમું હો બાળસ્વરૂપ.

ગોમુખથી ઝરતાં ઝરણાં સમ
ખીલ ખીલ હસતું મંજુલ નાદ,
બીક નહિ, પરવા નહિ કોની,
આત્મામાંથી ઝરે પ્રસાદ;
માતપિતાનું મંગલ રૂપ–
નમું નમું હો બાળસ્વરૂપ.

ઘાટીલું ને દડધા જેવું
સાજું તાજું ને ગંભીર,
દેવચક્ર શી પ્રતિભાવંતું.
ડીફા જેવું દીપે શરીર;
મનુકુલને સિંહાસન ભૂપ–
નમું નમું હો બાળસ્વરૂપ.

વિકારની નહિ રેખ વદન પર
સ્વચ્છ નિખાલસ સુરખી રમે,
અંતરની અણિશુદ્ધ પ્રતિમા
કહો કહો કોને ન ગમે ?
ઈશ્વર પણ થાએ તદ્રૂપ–
નમું નમું હો બાળસ્વરૂપ.



## કૌમાર

ચંચલ બાલ્ય લીલા વિરમી જો
ગંભીર ભાવ સ્ફુર્યાં વદને,
શૈશવ ઊભું મંદ મલકતું
નવ કૌમાર તણે સદને;
અકલિત એ ભાવિ ભંડાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

નંદનવનનો રોપ દીસે શું
ઉછરેલો એ આમ્ર–અશોક,
વિકસી અંગત્વચા અતિકોમળ
જીવન રસમાં ખાતું ઝોક;
શોભાવન એ રસ શૃંગાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

ઉદિત અરુણની અંદર જેવી
ભાસ્કરની જ્યોતિ ચળકે,
આછેરી યૌવનની એવી
તનમાંહે સુરખી ઝળકે;
કમનીય કાંતિ, હૃદય ઉદાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

આશાનો એ અખૂટ ખજાનો
અજબ કલ્પનાધનની ખાણ,
જીવનભરની જ્વલંત જ્યોતિ
માનવકુલનો રસમેરાણ;
કુસુમાયુધ–નવ–ધનુ–ટંકાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

વિલોલ લોચન મીટ મરમાળી
અણિયાળાં ભાલાં શાં નેણ,
મંજુલ ઘેરો કંઠ ગહેકે
સ્મિતભર્યાં મુખ સુંદર વેણ;
કલા રહી વરસી ચોધાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

નવ ઉત્સાહ તણાં પૂર રેલે
સાહસના ઉછળે હિલોળ,
ગરજે ઉચ્ચ મનોરથ એમાં
હૈયાં નીતરતાં રસબોળ;
મૈત્રીના મોંઘા સત્કાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

પ્રદક્ષિણાઓ કર પૃથ્વીની
સકળ ગગનતલ માપી લે,
રત્નાકરનાં રત્ન ઉલેચી
રંક જનોને આપી દે;
સંકટ સહવા થા તૈયાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

જોગી હો વા જતિ અડગ હો
દાતા કે શૂરવીર થજે,
કલાકાર બની કુદરતનો
સ્વર્ગ જગતમાં ચીતરજે;
સત્ય હજો તારો શણગાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

શુક નારદ પ્રહ્લાદ સરીખો
પરમ ભક્ત પ્રભુનો થા,
યૌવનના ઉત્પાત જીરવવા
શીલ તણો તું સાગર થા;
ગજવી જગમાં જયજયકાર,
વિજયવંત હો ભવ્ય કુમાર !

---

નરસિંહરાવ

## પ્રેમ

[ ઉધોર ]

જગમાં પ્રેમ કેરૂં નામ
ધારી, ભાસતું અભિરામ,
પ્રચરે જેહ સ્વાર્થ કથીલ,
જે'નું ભક્ષ્ય મર્ત્ય શરીર, 1
એવો નામધારી પ્રેમ
મુજને તૃપ્ત કરશે કેમ?
એવા સ્વાર્થકર્દમ માંહિં
જગજન છો રહે લપટાઇ.
હું તો માગું નવ કદી એહ,
માગું એક અદ્‌ભુત સ્નેહ,
જે'નું મધ્યરજનીચંદ
વાસસ્થાન છે સુખકંદ; 3
પ્રેમે ચુમ્બતાં રવિરાય
સન્ધ્યા સુન્દરી મકલાય,
એના કનકમય આવાસ,
ત્યાં જે પ્રેમનો છે વાસ; 4
ચુમ્બી પ્રેમભર રવિનાથ,
શીળી ઉષા ભરંતી બાથ,
એને મન્દિરે ધરી સ્નેહ
વસતો પ્રેમ અદ્‌ભુત જેહ; 5

અદ્‌ભુત ઇન્દ્રધનુ આકાશ
રંગ શું દિવ્ય કરતું પ્રકાશ!
તેના રમ્ય રંગમહેલ
માંહિ પ્રેમ જેહ રહેલ; ૬
ભૂરૂં વ્યોમ જેહ ગભીર
કરતું હાસ દિવ્ય સુધીર,
એવા વ્યોમસાગર માંહિં
રહેતો પ્રેમ જેહ લપાઇ;– ૭
અદ્‌ભુત એહ પ્રેમસ્વરૂપ;
માંગું એજ સખિ! હું અનુપ,
યાચું એટલું સખિ! દાન,
વાંચ્છું એ જ પ્રેમનું પાન. ૮



## વદાય

[ વસન્તતિલકા ]

હા! આવિયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્તકેરી ચિરશાન્તિ હરી જ લેતો;
ચાલી હવે સખિ! તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ ક્યમ ભાર સ્હેશે? ૧
સન્ધ્યા સલૂણી થઇ લુપ્ત સુષુપ્ત થાએ,
નેને રમે તદપિ રંગ રૂડા બધા એ,
આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તો એ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે; ૨
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,

તો એ સુગન્ધ મનમાં કરી વાસ મ્હાલે;
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
તારા ગુણો સ્મરણમાં રમશે સદા એ. ૩

થાજો પ્રયાણ સુખરૂપ તુને સખી ઓ !
નિદ્રા મીઠી જ વસજો મૃદુ લોચને જો !
સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધુરાં
એ નીંદરે રમી રહો સુખ દેઈ પૂરાં. ૪

મારી ઊંડી હૃદયને મથતી વ્યથા જે
ગમ્ભીર શોક સરિતા પૂર માંહિ ગાજે,—
હા ! તેવી તુજ સુકુમાર હૃદે કદી એ
માં રેલશો અસહ શોકતણી નદી એ. ૫

દેહ વદાય સખિ ! આટલું યાચતો હું,—
થાઉં વિલુપ્ત ભવચિત્રપટેથી જો હું,—
કર્ણે પડે ખબર એ તુજ કોઈ કાળે,
બે આંસુડાં મધુર નેન થકી તું ઢાળે. ૬

---

## કુસુમમાળાની ભેટ

[ તોટક ]

ફુલડાં ગૂંથતાં મુજને નિરખી,
હઇડે તું રહી હરખી હરખી;
મુજ સંગ રસે ફુલગન્ધ ગ્રહી,
અદકું દીધ સૌરભ પુષ્પમહિં.
પ્રિય ! તે તુજ કણ્ઠ સમર્પી રહું
ફુલમાળ, અને ગ્રહું તે કર હું;

તુજ કણ્ઠ અને મુજ હસ્ત વિશે
પડી માળ મુને શી હસંતી દીસે ! ૨

ગૂંથી માળ અનુપમ દિવ્ય ફૂલે
મુજને તુજને દૃઢ બાંધી બળે,
મૃદુ બન્ધન એહ સુગન્ધ ભર્યું
ચિર કાળ રહો સ્થિર ઠામ ઠર્યું. ૩

---

## ઉપહારનો સ્વીકાર

ચિરકાળ વિયોગ તપી ભૂમિને
નવલો ઘન પ્રેમભીનો ચૂમીને
ઉપજાવી રહે મૃદુ ગન્ધ સહેરો,
ઉછળે તહિં તો સુખનો ઉભરો; ૧

રસ એહ સુગન્ધતણો ધરતું
મીઠું પાઠવતી પ્રિય ! અત્તર તું;
હઇડે મુજ તે સુખગન્ધ પૂરે,
અહિં એકલડું રહ્યું જેહ ઝુરે. ૨

પ્રતિગન્ધ હું શો અરપું તુજને,–
તુજને ઘટતો, ઘટતો મુજને ?
મુજ પ્રેમસુગન્ધનું અત્તર હું
અરપી તુજને સુખમત્ત રહું. ૩

---

## મધ્યરાત્રિએ કોયલ

[ વિષમ હરિગીત ]

શાન્ત આ રજની મહિં મંધુરો કહિં રવ આ—ટુહૂ—
પડિયો ઝીણો શ્રવણે અહીં? શું હું સ્વપ્નમાં સુખ આ લહું;
મન્દ વાઈ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી.

મધ્યરાત્રિ સમે તને અલિ કોકિલા! શું આ ગમ્યું?
હાં, મેહુલો વરશી રહ્યો તેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહિં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહિં અધિક આનંદગાને ખેલતી.

નીતરી રહી ધોળી વાદળી વ્યોમમાં પથરાઈ આ,
ને ચાંદની ઝીણી ફીકી વરશી રહી શી સહુ દિશા!
ગાન મીઠું અમી સમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાંતિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં.

નગર બધું આ શાંત સૂતું, ચાંદની પણ અહિં સૂતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;
અનિલ ધીરે ભરે પગલાં પળે શાંતિ રખે સહુ—
ત્યાં ઉછળતી આનંદરેલે કોકિલા બોલે—ટુહૂ!

સૃષ્ટિ સઘળી શાંત રાખી મુજને જ જગાડતો
ટહુકો મીઠો તુજ પવનલહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઇ અવનવી,
ભૂલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઈડું દોડે તવ ભણી;

દોડી ખેલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
આનન્દસિન્ધુ તરંગમાં નાચંતું એ ઉછરંગમાં;
હા ! વિરમી પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ–
ફરી એક વેળા, એક વેળા, બોલ મીઠી ! કુહૂ ! કુહૂ !

---

## અવસાન

શીળી ચાંદની ની સમ રેલી રહે,
કંઈ ગાન મધુરૂં સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ઠરતા
હરણાં સમ અબ્ધિતરંગ બધા;
મૃદુ એહવું ગાન વહી વિરમે,
તદપિ શ્રવણે ધ્વનિ તેની રમે;–
રુડું ઇન્દ્રધનુ પ્રગટી જ શમે,
તદપિ મનમાં મૃદુ રંગ ભમે;–
મીઠડાં ફુલડાં યદપિ કરમે,
સ્મરણે ચિર તોય સુગન્ધ રમે;–
ત્યમ કાવ્યપ્રદર્શિત ભાવ બધા
વસજો હૃદયે રસભેર સદા.

---

ન્હાનાલાલ

## કવિ દલપતરામને

વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હેરોડ દેશમાં,
એ પ્હેરોડે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા. ૧

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય. ૨

બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ, ઉદારતા;
એ દૈવી દીપમાલાનાં અન્તરે તેજ રાજતાં. ૩

આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધાં;
ને તેથી અમૃત મીઠાં આપનાં કવિતો હતાં. ૪

ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અંગોઅંગે ઉરે પણ;
મન વાણી કર્મમાં ચે, ઝરે નિત્યે જ ડ્હાપણ. ૫

વીરા દેવકુંવરીના, દીપ્યા દેવકુમાર શા;
ને દિનકરના ભાઈ, પ્રતાપી ભાસ્કરે સમા. ૬

ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો;
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો. ૭

શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણની શ્વેત પાંખ શાં;
તેજ વાઘા સજી જાણે, ફિરિસ્તો કો મનુષ્યમાં. ૮

નમ્રને નમતા, તોયે શૈલ શી દૃઢતા હતી;
ચાલ ધીમી ધીમી, તોયે ખંતથી વેગીલી ગતિ. ૯

હાથે પિત્તળપટ્ટાળી શ્યામ સીસમ લાકડી;
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લ્હડી ! ૧૦

પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડાં;
પાડ્યા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડાઃ ૧૧

દીઠું એ સૌ દીર્ઘકાલ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને. ૧૨

બહુ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતી બ્હારનાં;
પછી પારખવા પેઠા આત્માના દરિયાવમાં. ૧૩

ઘૂમતાં સૌ દિશે તેને ધાર્યાં એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં. ૧૪

વિધિએ ભાગ્યરેખા શું દોરી કુંકુમ કેસરે !
ઉજ્જવળા ભાલમાં એવી રેખા તિલકની તરે. ૧૫

સ્મિતની સુંદરતાના કપોલે અંકુરો ઉભા;
મધુરા હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા. ૧૬

આત્માનું તેજ વીંધીને રોમ રોમ વિકાસતું;
બ્રહ્મર્ષિ ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું. ૧૭

વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના;
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના. ૧૮

આદ્ય દ્રષ્ટા આ યુગના, કવિ છો, સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો. ૧૯

ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવીન ગુર્જરાષ્ટ્રે એ ગજાવી ગેબી ઘોષણા. ૨૦

ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં;
તમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્ર જેમ સીંચી સુધા. ૨૧

સ્હવારે સ્હાંજરે જેવો તપે ભાનુ દિને દિને;
શીળા શીળે તપ્યા તેમ, દઝાડયા નહિ કોઇને. ૨૨

મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાલમાં;
પારખી પારખી તેહ સંરક્ષ્યાં પ્રાણની સમાં. ૨૩

જે નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સાની તેહનાં મધ સારવ્યાં. ૨૪

ધીર ગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી તમે ઘણા;
બોધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા. ૨૫

વિદ્યાને સંપનાં સૂત્રો, કલાકૌશલ્ય ઓપતાં;
ને સંસ્થાન સુધારો, ને દેશનાં હિત દીપતાં. ૨૬

પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને
સાત્વિક સ્નેહના મંત્રો, ધર્મઔદાર્ય સર્વ તે; ૨૭

વધે સંસારની શોભા પ્રભા ને પ્રભુતા વધે;
ગાયાં છે દેહ આત્માનાં સૂક્તો ઉન્નતિનાં બધે. ૨૮

રાજા અને પ્રજા કેરૂં એક છે હિત તે લહી;
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઈ. ૨૯

સ્વીકાર્યા સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા;
બે બાહુ અંગના એક, તમારે તેમ તે સખા. ૩૦

પ્રતિભા, રાજ્યની આસ્થા, ઉજ્જવળી દેશભક્તિની;
મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની. ૩૧

પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા તેથી સૌમાંથી સાર શોધતા. ૩૨

પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ,
પરમ ધર્મ તમારો તે સ્વામીનારાયણ પ્રભુ. ૩૩

દેશીઓમાં વસ્યો દેશી થઈ, તેમાં લીધો રસ;
પરમ્ મિત્ર તમારો જ તે મહાભાવ ફાર્બસ. ૩૪

જે નાના ભાઈ હિન્દુના, ઇસ્લામી, ખ્રિસ્તી, પારસી;
સૌશું સ્નેહ દીધો–લીધો, હૈડે હૈડાં હસી હસી. ૩૫

સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી. ૩૬

સિન્ધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી;
લોકનાં હેતનાં પૂર વ્હેતાં તેવાં તમો ભણી. ૩૭

સારપ આશિષો વ્હોરી, જનોમાં શુભ નામના;
સંચર્યા લઇ સદ્‌ભાવો આપ અક્ષરધામમાં. ૩૮

હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં;
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં. ૩૯

આપે આયુષ્ય મધ્યાહ્ન ગાળિયો પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા. ૪૦

દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી; ૪૧

વિવેક સારથિ માંડી, અખંડ પ્રભુની દિશે,
તમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે. ૪૨

નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને. ૪૩

ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કુંળી,
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફૂળી ફૂલી. ૪૪

શું શું સંભારૂં? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે. ૪૫

---

## ગુજરાત

૧

ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ;
કૃષ્ણચન્દ્રની કૌમુદી ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો!

૨

આર્યનું સાગર તીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ,
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથિનાં જ્યાં રાજ્ય:
શ્રીસરોમથી ય જૂનાં
કુરુપાંડવથી યે પ્રાચીન,

સોમનાથ, ગીરનાર, દ્વારિકાઃ
યુગયુગ ધ્યાન વિલીન
ઊભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો !

૩

સ્થળે સ્થળ નવ પલ્લવના પુંજ,
નદીને તળાવકેરી કુંજ,
કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યાં દે મોતીના થાળઃ
જગજૂનાં નિત ગીત ગર્જતો,
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘૂઘવે ગરવો
વનમાં જ્યાં વનરાજઃ
ગિરિ ગિરિ શિખર શિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત. ધન્ય હો !

૪

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણુ ભરી વ્હેતી તેમ નિકાસ;
મોહી આંગણુ ઉતર્યો જ યૂરોપ,
વીણવા વાડીના ફૂલ રોપ;
વીણી ન વણસે પુણ્યપાંગરી
અમ રસભૂમિની છાબ;

જગમોહન મુંબઇ નગરી જુવો !
શું પાથર્યો કિનખાબ:
નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ. ધન્ય હો !

૫

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આપે ચે નિજ અલબેલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણુકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ !
આર્ય સુન્દરી ! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કર કંકણ સાર,
કન્થના સજ્યા તેજ શણગાર. ધન્ય હો !

૬

ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાત જાતે ન્હાનડીઆ ઘોળ;
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;

વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે
 ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,
એ પુરાતનના પડછાયા
 આ અમ જીવનજન્ત્રઃ

એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારાં એક સુગન્ધ અમૂલ. ધન્ય હો !

૭

દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગત્ ઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
 મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલમિન પારસીઓ ને,
 અહિંયાં તીરથદ્વારઃ

પ્રભુ છે એક, ભૂમિ છે એક–
પિતા છે એક, માત છે એક–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !

૮

નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;

શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય;

એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવ:

જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો!

૯

સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધનભર્યો શ્રીનગરસમાજ;

શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છનાં સાહસિક સન્તાન;

ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીર તીર જઈ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;

મહાસાગરનાં પૃથ્વીવિશાળ
સરોવર કીધાં ગુર્જરીબાળ. ધન્ય હો!

૧૦

વનેવન લીલો ઘટાસોહાગ;
જગતનો દીપે શું અમુલખ બાગ!

સજાવ્યા જૈને રસશણુગાર,
લતા મંડપ સમ ધર્માગાર;
ભારતીએ કંઈ ફૂલ ફૂવારો
અંજલિમાં શું લીધ!
દિશદિશમાં ફૂલ ધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ!
હિન્દ માતની લાડિલી બાળ!
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ! ધન્ય હો!



ગદ્ય

# કંજુસ ડોસી

( કૃતઘ્ની કરણે પોતાની સ્ત્રીનું હરણ કરવાથી વેર લેવાને બળી રહેલો પ્રધાન માધવ આબુ થઈને દિલ્હીના પાદશાહ પાસે જવા નીકળ્યો છે. તેની સાથે પાટણના લક્ષાધિપતિ શ્રાવક વેપારી જેઠાશાનો પુત્ર અને પોતાનો મિત્ર મોતીશા છે. મેવાડના મેદાન ઉપર તેમને મુસાફરી કંટાળા ભરેલી લાગે છે, ત્યાં તેમને સંગાથ મળી જાય છે. )

તે વખતે ગુજરાતના કેટલાએક લોકો એકઠા મળીને ગોકુળ મથુરાંજીની જાત્રાએ જતા હતા તેઓ તેમને મળ્યા. આવો સંગાત જોઈને માધવ તથા મોતીશા પણ તેઓમાં સામેલ થયા, અને તેઓ બદ્રીકેદારનાથજીની જાત્રાએ જાય છે એમ તેઓએ બીજા લોકને કહ્યું. સંઘના લોકો જુદી જુદી જ્ઞાતિના હતા. તેઓ બપોરે કોઈ ઝાડ નીચે જુદા જુદા ચુલા બનાવીને રસોઈ કરતા અને તડકાનો વખત ગાળીને પાછલા પહોરના અને થોડી રાત જાય ત્યાં સુધી ચાલતા. કેટલાએક ઘોડા ઉપર, અને કેટલાએક ગાડામાં બેસીને મુસાફરી કરતા. એ લોકોના સમાગમથી માધવ તથા તેના સોબતીને ઘણી ગમત થઈ, અને તેથી રસ્તો પણ ઘણો નીકળી ગયો. એ સંઘમાં એક વાણિયાની ન્યાતની ઘરડી ડોસી હતી. તે એટલી તો વહેમી હતી, તથા તેની પાસે જે પુંજી હતી તે જાળવવાની તેને એટલી તો ફિકર હતી કે બીજા લોકો જાત્રાએ જાય છે તે વખતે પોતાની માલમતા પોતાના ગામમાં સગાંને અથવા કોઈ બીજા વિશ્વાસુ માણસને સોંપી આવે છે તેમ તે ડોસીએ કીધું ન હતું. આશરે સો મહોર જે તેણે દળી ખાંડીને તથા બીજાં વહીતરાં કરી મેળવી હતી તેનું એક પોટલું બાંધીને તે પોતાની પાસેજ રાખતી,

અને રાતે ઊંઘતી વખતે તે પોટલું તેની બગલમાં ઘણા જોરથી દાબીને સૂતી. તેની ઊંઘ એવી કુતરાના જેવી હતી કે તેને કોઈ જરા અડકે તો જાગી ઊઠી શોરબકોર કરી આખો સંઘ જગાડી દેતી. એ ડોસીની આવી રીતથી તેને સઘળા ચીઢવતા હતા. આખે રસ્તે મશ્કરી કરતા, અને રાત્રે ઘણી વાર તેને છેડીને વારેવારે એને ભર ઊંઘમાંથી જગાડયાં કરતા હતા. તેને તે પૈસામાંથી એક પણ ખરચવો પડતો ત્યારે તેનો જીવજ જવો બાકી રહેતો. જાત્રામાં ધર્મદાન થાય અને જે બાકી રહે તેમાંથી તેના મુઆ પછી ન્યાતમાં છુટું ઘી પીરસાય એ તેની મોટામાં મોટી ઉમેદ હતી. જીવતાં તો ન્યાતના તરફની આબરૂ મળી નહી, ત્યારે મુઆ પછી ઉજવાવું અને ન્યાતના લોકો પાસે વાહવાહ કહેવડાવવી, એ તેને સ્વર્ગ જવા બરાબર ખુશી ઉપજાવનાર હતું; બલકે તેમ કીધાથી વૈકુંઠ જવાશે એમ તેને પક્કી ખાત્રી હતી, કેમકે તેનો એવો અભિપ્રાય હતો કે જેની મુઆ પાછળ વાહવાહ થઈ તે પરમેશ્વરને ત્યાં પણ સારીજ ગતિ પામે. તેનો એક ભત્રીજો તેની સાથે આવેલો હતો તે ઘણી ગરીબ હાલતમાં હતો, અને અગરજો તે ડોસીને કાંઈ છોકરાં ન હતાં, અને પૈસા ખાનાર એ ભત્રીજા સિવાય બીજાનું કોઈ ન હતું; તોપણ જ્યાં સુધી તે જીવતી રહે ત્યાં સુધી તે ભત્રીજો ભૂખે મરી જાય તો પણ તેને એક પૈસો પણ આપતી નહિ. ડોસીનો વિચાર એવો હતો કે મરતી વખતે તે પુંજી ન્યાતના પટેલને સોંપવી, અને તેમાંથી તેના કહ્યા પ્રમાણે તેની મૈયતનો ખરચ થયા પછી જે બાકી રહે તે તેના ભત્રીજાને સોંપાવવું. એટલું છતાં પણ તે ડોસીનું તેના ભત્રીજા ઉપર ઘણુંજ હેત હતું. અને તે જ્યારે માંદો પડતો ત્યારે તે મરશે તો પાછળ કોઈ પોતાને આગ મૂકનાર રહેશે નહિ, એ ફિકરથી તે તેની પોતાના છોકરાના જેટલી બરદાસ કરતી હતી. તોપણ જ્યારે તે પૈસાના દુઃખની વાત તેની આગળ કરતો ત્યારે તે વાત બદલી નાંખતી, અથવા મારી પાસે કાંઈજ નથી એમ કહેતી. હવે ભત્રીજાને એવી ડોસી ઉપર હેત તો કયાંથીજ હોય?

ચાર દહાડા લાંઘણ કીધી હોય તો પણ ડોસી સુકો રોટલો પણ તેને ખવડાવે નહિ તો એક પૈસો તો કયાંથી જ આપે? માટે તે ડોસીની મરવાની ઘણી આતુરતાથી રાહ જોતો હતો; પણ જેમ તેની તેને મારવાની ઉતાવળ તેમ ડોસીનું આવરદા લાંબું થતું, અને તેને ઘણા ઘણા રોગ થઇ ગયા તોપણ રીઢા વાસણની પેઠે તેના શરીરને જરા પણ નુકસાન લાગ્યું ન હતું. ભત્રીજાની પૈસા તરફની અવસ્થા વધારે વધારે ખરાબ થતી ગઈ, અને ડોસીનો લોભ દહાડે દહાડે વધતો ગયો. જ્યારે ડોસી જાત્રાએ જવા નીકળી, ત્યારે તેને તે પૈસા સોંપશે એવી તેણે આશા રાખી તે પણ ભંગ થઈ, ત્યારે પોતાની પાસે જે કાંઈ સામાન હતો તે વેચીને તેના થોડાએક પૈસા ઉપજાવ્યા અને તે લઈ તે પણ ડોસીની સાથે જવા નીકળ્યો. ડોસીને તે જરા પણ પરવડ્યું નહિ; પણ શું કરે? લાચાર. ભત્રીજાએ જતી વખતેજ નિશ્ચય કીધો કે હવે વધારે વાર સબુરી ન રાખતાં રસ્તામાંજ તેને ઠાર કરવી અને તેના પૈસા લઈ લેવા. પણ તે એટલી તો જાગૃત રહેતી નથી ત્યાં લોકોની આખી રાત એટલી તો વસ્તી હતી કે તેના દુષ્ટ વિચાર તેનાથી હજુ સુધી અમલમાં મુકાયા ન હતા. તેને લાગ મળતો ન હતો તેથી તે ઘણો હીજરાયા કરતો હતો, અને જેમ જેમ દહાડા જતા ગયા તેમ તેમ તેના ખુની વિચાર વધારે દઢ થતા ગયા.

એક વખત મધ્યરાત્રે સઘળાં ભર ઉંઘમાં પડેલાં હતાં તે વખતે પેલો ભત્રીજો ઊઠ્યો, અને તે ડોસી પાસે જઈ એકદમ તેણે તેની ગળચી પકડી, અને તે બૂમ પાડવાને મ્હોં ઉઘાડે છે એટલામાં એક ચીંથરાનો ડુચો તેમાં ઘાલી દીધો. પછી ડોસીની ગળચી એવા તો જોરથી દાબી કે તે ગુંગળાઈને તુરત મરણ પામી. ત્યાર પછી તેની બગલમાંથી પોટલું કાઢી પાસેના ઝાડ નીચે એક ખાડો ખોદીને દાટ્યું, અને ત્યાં સારી પેઠે નિશાની રાખી પાછો સૂઈ ગયો. બીજે દહાડે સવારે લોકો જ્યારે વહેલાં ઊઠયાં ત્યારે તેઓએ ડોસીને જગાડવા માંડી, પણ ડોસીમા તો સ્વધામ પધારેલાં, તેથી કાંઈ જવાબ દીધો નહિ;

ત્યારે તેને જગાડવા સારૂ બગલમાં હાથ ઘાલ્યો, પણ પોટલું કાંઈ માલમ પડયું નહિ. તે ઉપરથી સઘળાઓને વહેમ પડયો ને દીવો મંગાવીને જોયું તો ડોસીને મુએલી જોઈ, પણ તેનું મોત શી રીતે થયું તે કોઇથી નક્કી થઈ શકે નહિ. એવી ગડબડ થતાંજ તેનો ભત્રીજો ત્યાં દોડતો આવ્યો, અને એકદમ મોટો ઘાંટો કાઢી છાતી કુટી રડવા મંડ્યો. ડોસીને કોઇએ મારી નાંખી, અને તેના પૈસા કોઇ લઈ ગયું એવી વાત થવા માંડી; એટલામાં ભત્રીજાએ આંખ લુંછી સાવધ થઈને આસપાસ જોયું અને કહ્યું કે આ નવા જાત્રાળુ આવેલા છે તેમાં એક તો શ્રાવક છે તેથી તે તો એવી હત્યા કરે નહિ, પણ બીજો બ્રાહ્મણ છે તેના ઉપર મને ઘણો શક જાય છે. તેણેજ ખૂન કીધું હશે, માટે તેનો ઝાડો જોવો. એટલું સાંભળતાંજ તેણે તથા બીજા લોકોએ માધવને પકડ્યો, અને તેનો સઘળો સામાન જોતાં, તેમાં કેટલાએક પૈસા નીકળ્યા તે ડોસીના છે એમ તેનો ભત્રીજો કહેવા લાગ્યો, અને માધવને ઘણુંએ સમજાવ્યો તોપણ તેણે એવું કહ્યાંજ કીધું કે એ તો મારા છે. માધવના કહેવાથી તે ભત્રીજાને પતીજ થઈ નહિ તેથી પાસેના ગામના રાજા આગળ ફરિયાદ કરવી, અને ખરો ખુની માધવ છે કે નહિ તેની તજવીજ કરાવવી એમ ઠર્યું.



# યાત્રાનો મહિમા

( કરણે પોતાના પ્રધાન માધવની સ્ત્રી રૂપસુન્દરીનું હરણ તો કર્યું, પરંતુ પાછળથી તેને પોતાના દુષ્ટ અને અવિચારી કામનો ખૂબ પસ્તાવો થવા લાગ્યો. રાતદિવસ તે ચિંતાતુર દેખાવા લાગ્યો અને તેનું બળવાન શરીર ક્ષીણ થવા લાગ્યું. જોશી, પુરાણી, વેદિયા અને શાસ્ત્રીઓની તો રોજી જાગી. પરંતુ તેઓએ બતાવેલા અનેક ઉપાયો પણ અફળ જવા લાગ્યા. રાજાની શાસ્ત્રો પરથી શ્રદ્ધા ઘટતી જોઈને કેટલાક ઘરડા બ્રાહ્મણો તેને યાત્રાએ જવાનું સમજાવવા આવ્યા. )

" થોડી વાર રાજ્યધાનીની બહાર જવાથી રાજ્યને કાંઈ નુકસાન થવાનું નથી, માટે અમારી સલાહ જો માન્ય કરો તો શ્રીસ્થળની જાત્રાએ જાઓ. યાત્રાઓમાં દેવદર્શનથી જે લાભ થાય છે તે એક કોરે મૂકીએ તોપણ તેથી મન ઉપર ઘણી સારી અસર થાય છે. જુદી જુદી યાત્રાઓના મહિમા યાત્રાળુ લોકોએ સાંભળ્યા હોય તેથી તેઓને આગળથી જ નક્કી હોય છે કે ત્યાં જવાથી આપણાં સઘળાં પાતકોનો નાશ થશે, અને જ્યારે એ પ્રમાણે મનને નિશ્ચય હોય ત્યારે ત્યાં ગયા પછી શાંતિ થયા વિના રહેતી જ નથી. કલ્પનાની મન તથા શરીર ઉપર ઘણી સત્તા છે. ઘણી જોરાવર કલ્પનાથી માણસને મંદવાડ આવે છે તથા આવેલો મંદવાડ જાય છે. ઘણી જોરાવર કલ્પનાથી ન હોય એવી વસ્તુઓ આપણા જોવામાં તથા ખોટા અવાજ આપણા સાંભળવામાં આવે છે. તેથી સઘળી જ્ઞાનેન્દ્રિયો છેતરાય છે તથા આખા જગતમાં નાના પ્રકારના વહેમ તથા ખોટા વિચાર ચાલે છે. કલ્પનાથી જ માણસ વખતે ઘેલો થઈ જાય છે, અને કલ્પનાની સત્તા વડે જ તે બેશુદ્ધ થઈ નિદ્રાવસ્થામાં પડે છે. એ સિવાય કલ્પનાની શક્તિ બીજી

ઘણીએક રીતે ચાલે છે. માટે જો શ્રીસ્થળના મહિમા ઉપર પુરો ભરોંસો રાખી ત્યાં જશો તો કલ્પનાની સત્તા વડે જ મનની શાંતિ થશે. વળી જગાના ફેરફારથી પણ ઘણું કાર્ય થાય છે. જો શરીરના રોગી લોકોને જગા ફેર થવાથી ઘણી વાર આરામ થાય છે, તો મનના રોગીઓનું દુઃખ તેમ કીધાથી શા માટે નિવારણ નહિ થાય? વળી જેઓને પશ્ચાત્તાપની મહાપીડા નડે છે, તેઓને જગા બદલવાથી ઘણો ફાયદો થયા વિના રહેતો નથી. × × × ×

વળી પ્રાચીન કાળના મહર્ષિઓએ જે જે ક્ષેત્ર તથા યાત્રાનાં તીર્થ પસંદ કીધેલાં છે તે રમણીય તથા ચિત્તાકર્ષક સ્થળ જોઈને જ કીધેલાં છે. પ્રાચીન કાળથી પ્રસિદ્ધ થએલી નદીઓ ઉપર જે જે જગા છે તેઓમાંથી કેટલીએકમાં યાત્રા ભરાય છે. સૃષ્ટિમાં જે સઘળી વસ્તુઓ છે તેમાં નદીઓ ઘણી જ ચમત્કારી છે. વરસાદનું પાણી કોઈ ડુંગરના પોલાણમાં એકઠું થઈ તેમાંથી ઉભરાઈને વહે અને તે ધીમે ધીમે મોટી થઈ આગળ ચાલે, તથા લાખો લોકોના પ્રાણનો આધાર થઈ પડે છે, તે જોવાથી માણસનું મન ઘણું વિસ્મિત થાય છે. નદીથી તેના કાંઠા ઉપરનાં શહેરના લોકોને પાણી પુરૂં પડે છે તથા આસપાસનાં ખેતરોમાં પાણી સીંચાય છે એટલું જ નહિ, પણ હિંદુ લોકોને, અગત્ય કરીને બ્રાહ્મણોને, સ્નાનસંધ્યાદિ કર્મો કરવાને તે ઘણી કામની થઈ પડે છે. વળી મોટાં વહાણ ચાલે એવી નદીઓથી વ્યાપારની વૃદ્ધિ થઈ તે ઉપરનાં શહેરોની આબાદીમાં વધારો થાય છે, તથા એક સ્થળની નવાઈની તથા વધારાની જણસો બીજે સ્થળે લઈ જઈ શકાય છે. નદીના જુદા જુદા ઘાટ આગળ ઘણાએક લોકો નહાતા હોય, ઘણીએક સ્ત્રીઓ પાણી ભરતી હોય, કેટલીએક સ્ત્રીઓ લુગડાં ધોતી હોય, કેટલાએક બ્રાહ્મણો સાંજસવાર સંધ્યાદિ કર્મો કરતા હોય, તે વખતે કાચ જેવા નિર્મળ પાણી ઉપર પવનની લહેરથી નાનાં મોજાં થતાં હોય, સામા કાંઠા ઉપર ઝાડો આવી રહ્યાં હોય, વચમાં હોડીઓ તથા

વહાણો ખલાસી સહિત ડોલતાં હોય, તે જોઈને મનને શાંતિ તથા આનંદ ઉપજે છે. વળી નદીને જોવાથી માણસને તેનો સંસાર યાદ આવે છે. જેમ નદી પહાડમાંથી નીકળતી વખતે નાની હોય છે તથા બહાર પડ્યા પછી થોડેએક સુધી તે ફુલોમાં તથા કાંકરામાં રમતી રમતી જાય છે, તેમ માણસ બાલ્યાવસ્થામાં હોય છે. નદી આગળ ચાલ્યા પછી તેમાં બીજી નદીઓ આવીને મળે છે, તેમ માણસો મોટા થયા પછી ઘણા જોડે સંબંધ બાંધે છે. નદી વધારે આગળ ચાલ્યા પછી એટલી મોટી થાય છે કે તે ઘણાંએક માણસોને ઘણી અગત્યની થઈ પડે છે, તથા તે ઉપર વહાણોના ફરવાથી વ્યાપાર ચાલે છે તથા માણસના સુખને તથા શોખને વાસ્તે જે વસ્તુઓ જોઈએ તે સઘળી પુરી પાડે છે, તેમ માણસ ભરજુવાનીમાં બીજાઓને ખપ લાગે છે તથા ભારે ભારે કામો માથે લે છે. અને નદી જેમ છેલ્લી વારે અમર્યાદ સમુદ્રને મળી જાય છે, તેમ માણસ પણ અંતે લય પામી તેનું અંતવાન આયુષ્ય અનંતકાળ સાથે મળી જાય છે. માટે નદીઓ જોયાથી માણસની જીંદગી ઉપર તેના વિચાર દોડે છે, તથા પરમેશ્વરના એક મોટા કામ આગળ શૂન્ય જેવો તે થઈ જાય છે. કેટલાંએક તીર્થ મોટી ઝાડી તથા મહાવનમાં હોય છે, ત્યાં ઝાડોની ઘટામાં એકાંત-પણાનો વાસો હોય છે. વળી એવે કેટલેક ઠેકાણે મોટા મોટા પર્વતો આવી રહેલા હોય છે. એવી રળિયામણી જગામાં કોના મનમાં ભક્તિ આવ્યા વિના રહે ? જ્યાં ઈશ્વરે બહોળે હાથે પોતાની ઉદારતા વાપરેલી છે, જ્યાં જગત્કર્તાનાં મોટાં કામો માણસનાં હલકાં તથા નબળાં કામોની જાણે મશ્કરી કરતાં હોય એમ લાગે છે, જ્યાં ઘણીએક તરેહની સૃષ્ટિની શોભા એકઠી મળેલી હોય છે, જ્યાંની ભૂમિ એવી તો પવિત્ર તથા દેવતાઈ જણાય છે કે ત્યાં કાંઈ દુષ્ટ કામ કરતાં જ માણસને ત્રાસ લાગે છે, તથા જેનો નમુનો લઈ પૃથ્વી ઉપરના કેટલા-એક જંગલી લોકોએ પોતાનું સ્વર્ગ કલ્પેલું છે, એવાં રમણીક તથા

પવિત્ર સ્થળોમાં માણસને પોતાનું તુચ્છપણું તથા હલકાઈ સમજાય, પોતાના કરતાં અતિ ઘણી બળવાન કોઈ બીજી શક્તિ છે એમ તે જાણે, તથા તે શક્તિ આગળ નમ્રતા પકડી તેને નમીને તેને પોતાનો ટેક તથા આત્મા સોંપે, તેની બેહદ સ્તુતિ કરે, તેના ઉપર દૃઢ વિશ્વાસ રાખી ભક્તિમાં વધારો કરે, તથા જે થાય છે તે તેની ઇચ્છાથી જ થાય છે એમ ખાતરી કરી ધૈર્ય તથા શાંતિ મનને વિષે રાખે, એમાં કાંઈ આશ્ચર્ય નથી." ઘરડા બ્રાહ્મણોએ ઉપર પ્રમાણે યાત્રાનો મહિમા રાજા આગળ કહી સંભળાવ્યો.

---

# બાગલાણનો ઘેરો

( કરણ પોતાની કુંવરી દેવળદેવી જોડે બાગલાણના કિલ્લામાં રહ્યો છે; ત્યાં દેવળદેવીને દિલ્હી પકડી લઈ જવાના હેતુથી મુસલમાન ફોજ ચડી આવે છે. પ્રથમ તો સમજાવટથી કામ લેવાનો પ્રયત્ન થયો, પણ તેમાં કંઈ વળે તેમ નથી એમ મુસલમાનોને લાગ્યું ત્યારે તેઓએ કરણને નમાવી પોતાનો મનસુબો પાર પાડવામાટે શહેરને ઘેરો ઘાલ્યો. )

શહેરમાં અનાજની ખોટ હતી, એ ઉપર કહેલું જ છે. જ્યારથી શહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો જમાવ થયો ત્યારથી જ અનાજ ઘણું મોઘું વેચાવા લાગ્યું, અને પહેલવહેલાં તો ગરીબ લોકોનો મરો થયો. લડાઈ જલદીથી પુરી થશે અને અનાજ બહારથી આવી પહોંચશે એ આશાથી લોકો ધીરજ રાખી દુઃખ વેઠી બેસી રહ્યા. પણ લડાઈનો પાર આવ્યો જ નહિ, અને દુકાનોનો સઘળો માલ ખપી ગયો. સિપાઈઓ તથા બીજા લોકો બુમાબુમ પાડવા લાગ્યા; રસ્તામાં રોજ ઘણા લોકોનાં મુડદાં પડેલાં દેખાતાં હતાં; લોકો છેક નિરાશ થઈ ગયા, અને ભૂખના માર્યા ઘેલા જેવા થઈને લૂંટવા નીકળ્યા. એક સવારે શહેરનો તમામ કચરો એટલે હલકા લોકો હથિયાર લઈ નીકળ્યા, અને બધે ઠેકાણે પથરાઈ જઈને લોકોનાં ઘર ફાડી માંહે પેઠા. તેઓની જોડે લશ્કરના સિપાઈઓ પણ સામેલ થયા અને દરેક ઘરમાં અનાજનો જે સંગ્રહ હતો તે લઈ ગયા. રસ્તામાં કાપાકાપી ચાલી, લોહી વહ્યું, મુડદાંઓ રસ્તામાં પડ્યાં, અને શોરબકોર સઘળે થઈ રહ્યો. દ્રવ્યવાન લોકોએ ગમે તેટલો અટકાવ કીધો, પણ તેમ કરવામાં ઘણાના જીવ ગયા તોપણ તેઓનું કાંઈ ફાવ્યું નહિ.

તેઓના ઘરનું સઘળું અનાજ લુંટાઈ ગયું અને હવે તેઓને ભૂખે મરવાનો દહાડો આવ્યો. પણ થોડા દહાડા વહી ગયા એટલું પેલું લુંટેલું અનાજ થઈ રહ્યું, એટલે પાછા સઘળા સરખા થઈ ગયા. હવે દુકાળ-રાક્ષસે પોતાનું ખરેખરૂં રૂપ પ્રકાશ્યું, અને હવે ભૂખનું દરદ સઘળાંને સરખું લાગવા માંડયું. આવી વખતે તે બિચારા લોકોની દુર્દશાનું યથાસ્થિત વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. જો બરાબર થઈ શકે તો તેથી દયાવૃત્તિને ઘણો આચકો લાગે, ને શરીરમાંનું સઘળું લોહી ઠરી જાય. રસ્તામાં લોકોના ચહેરા જોવાથી ચીતળી ચઢયા વગર રહે જ નહિ. તે બિચારાં ભૂખે મરી ગયેલાં માણસોનાં શરીર લોહી ઊડી જવાથી ધોળાં ફક જેવાં થઈ ગયાં હતાં; તેઓમાંથી માંસ તથા ચરબી પીગળી જવાથી હાડકાં સઘળાં બહાર નીકળી આવ્યાં હતાં, તેઓના ચહેરા ફિક્કા સુકાઈ ગયેલા તથા ખડબચડા થઈ ગયેલા હતા, અને તેઓ એવા તો બિહામણા થઈ ગયા હતા કે તેઓમાં અને મલિન ભૂતમાં કાંઈ અંતર રહેલું ન હતું. વળી આ ભયંકર ચહેરા ઉપર તેઓના મનના સઘળા દુષ્ટ વિચારો બહાર નીકળી આવેલા હતા. દ્વેષ, અદે-ખાઈ, ક્રોધ, મરવા તથા મારવા વિષે બેપરવાઈ, તથા ભૂખમરાથી જ યમરાજાના દરવાજા આગળ આવી પહોંચેલા લોકોમાં જે જે નઠારા ગુણો પ્રકટ થઈ આવે તે સઘળા તેઓના મ્હોં ઉપર સાફ માલમ પડતા હતા. સારાંશ કે તેઓના ઉપર ખુદ મોત આવીને બેઠું હતું, અને જો તે માણસનું રૂપ ધારણ કરે, તો તેનું સ્વરૂપ આ લોકોના જેવું બરાબર થાય. એ તો આપણે તેના બહારના દેખાવનું વર્ણન કીધું; પણ તેઓના મનમાં જે અવ્યવસ્થા થઈ રહી હતી, ભૂખને લીધે જે તેઓને મહાવેદના થતી હતી, તેનું વર્ણન તો વૈદકશાસ્ત્રમાં જેઓ પ્રવીણ હોય તેઓ જ કરી શકે તથા જેઓને તે વાતનો અનુભવ થાય તેને જ તેની ખબર પડે. રસ્તે ચાલતાં ચાલતાં કેટલાંએક તમર ખાઈને પડી જતાં, અને તત્કાળ મરણ પામતાં; અથવા તેઓ એક બે દિવસ સુધી તેવી હાલતમાં રિબાયા કરતાં. જ્યાં સઘળાં ઉપર

સરખી જ આપદા આવી પડેલી, ત્યાં એકેક ઉપર દયા પણ કોણ લાવે? તથા તેનું દુઃખ મટાડવાને કોણ ઉપાય કરે? માટે તેઓ રસ્તામાં બીજાં મુએલાં માણસોની સાથે જીવતાં પડી રહેતાં હતાં. કેટલાંએકથી તો બહાર નીકળાતું જ ન હતું. તેઓ ભૂખથી એવાં અશક્ત થઈ ગયાં હતાં કે તેમનાથી ઉઠાતું પણ ન હતું, તેઓ ઘરમાં સૂતાં સૂતાં બરાડાબરાડ પાડતાં હતાં. નાનાં નાનાં છોકરાં રસ્તામાં ટળવળતાં હતાં અને પછાડા મારી મારીને મરી જતાં અથવા મરણ તોલ થઈને ભોંય ઉપર પડતાં હતાં. છોકરાંની મા ઘેલી જેવી આણી-ગમ તેણીગમ દોડતી અને કડકો રોટલો જે તેણે છુપાવી રાખ્યો હોય તે પોતાના હાડપિંજર જેવાં સુકાઈ ગયેલાં છોકરાંને ખવડાવતી, અને તેટલો સુકો રોટલો પણ કોઈ હરામખોર આવે તો તેના હાથમાંથી લઈ જાય માટે તે ચોતરફ જોયા કરતી. કેટલીએક બઇરીઓની નજર આગળ તેઓનાં નાનાં નાનાં કુમળાં બાળક તરફડીને મરી જતાં તેને જોઈને બેબાકળા ડોળા કરી મોં ઉઘાડું રાખી ઊભી રહેતી. પોતાને ખાવાને મળે નહિ એટલે દૂધ તો કયાંથી જ આવે? આથી ધાવણાં છોકરાં પીલાઈ પીલાઈને મરી જતાં હતાં. તેઓના દરદથી તથા ભૂખથી તેઓની માની પણ તેવી જ અવસ્થા થતી હતી. ઘરડાં અશક્ત ડોસાઓ તથા ડોસીઓ પડી પડીને મરતાં હતાં. અને ભર-જુવાનીમાં આવેલાં સ્ત્રીપુરૂષો પણ કાળચક્રના સપાટામાં આવી ગયાં હતાં. દુકાળની આગળ બધી જાતનાં, ઉમ્રનાં, તથા પદવીનાં માણસો સરખાં જ હતાં. મોત ચોતરફ ફરતું હતું. તેના હાથમાં ઘણું કામ આવી પડયું હતું. ગરીબ લોકોનાં મુડદાં રસ્તામાં, ગલીમાં અને ઘરોમાં કોહી જતાં હતાં. તેઓને બાળવા જવાની કોઈનામાં શક્તિ રહી ન હતી, તથા જ્યાં સઘળાને મરવાની ધાસ્તી સરખી જ ત્યાં એકએકને શરમ તથા સંબંધ તો કયાંથી જ રહે?

હવે અનાજ તો થઈ રહ્યું, અને જીવતાં રહેલાં માણસોને કોઈ પણ જાતનો ખોરાક તો જોઈએ, માટે કેટલાંએક ઝાડનાં ફળ ખાઈને

જીવતાં, કેટલાંએકને ત્યાં ગાય ભેંસ હતી તેઓ દૂધ પીને પોતાનાં શરીરને આધાર આપતાં, કેટલાંએક ઢોરની પેઠે ઘાસ ખાતાં, કેટલાંએક પાતરાં ખાતાં, વળી બીજાંઓ એમાંથી કાંઈ ન મળે ત્યારે ચામડાં કરડતાં, અને વખતે ધૂળ ને મટોડું ખાતાં, જે કાંઈ નરમ વસ્તુ ચાવી શકાય તેવી હોય તે સઘળી ભક્ષ કરવામાં આવતી. એ બધાની સાથે પેટનું ભરતીયું થવાને માટે પુષ્કળ પાણી લોકો પીતાં હતાં, આવો નઠારી જાતનો, જેથી પોષણ થઈ ન શકે એવો, વખતે શરીરને નુકસાન પહોંચાડે એવો ખોરાક ખાવાને લીધે, તથા મરી ગયેલાં માણસોની સડી ગયેલી લાશોમાંથી જે દુર્ગંધ તથા પ્રાણઘાતક હવા નીકળતી હતી તેને લીધે શહેરમાં મરકી ચાલી. લોકોને તાવ, જીવમાં ચુંથારો, અને અંતે સનેપાત થવા લાગ્યો, અને થોડા વખતમાં મોત આવીને આ સઘળા દુઃખમાંથી તેઓનો છુટકો કરવા લાગ્યું. એ પ્રમાણે તે લોકોના ઉપર દુકાળ અને મરકી એ બે આફતો આવી પડી, અને તેથી મૃત્યુનું કામ ઘણું જ ધમધોકાર ચાલવા માંડયું. જેઓ કદાચ દુકાળના સપાટામાંથી બચે તેઓ મરકીના ઝપાટામાં ઘસડાઈ જાય. જ્યારે શહેરમાં મરકીએ દેખાવ આપ્યો, ત્યારે તો લોકો છેક નિરાશ થઈ ગયાં, તેઓએ જીવવાની સઘળી આશા છોડી દીધી અને મોતને વાસ્તે ઘણી જ બેપરવાઈ દેખાડવા માંડી. પછી રસ્તામાં જે મુડદાં પડે તેને કોઈ ઉઠાવે પણ નહિ; અને ત્યાં તેઓ સડ્યાં કરે. ઘરોમાં પણ મુડદાં પડી રહેતાં. શહેરમાં કાગડા, ગીધ, અને સમડી ધોળે દિવસે મુડદાંને પીંખી નાંખતાં, વખતે કુતરાં બિલાડાં તેઓને ઘસડતાં અને ફાડી ખાતાં; રાત્રે જંગલમાંથી શિયાળવાં તથા બીજાં હિંસક પશુઓ શહેરમાં ઉજાણી કરવા આવતાં. ગાય, ઢોર તથા બીજાં પાળેલાં જાનવરો ધણી વિના, ખાધા વિના, સંભાળ વિના મરવા લાગ્યાં. તેઓએ પણ શહેરની દુર્ગંધમાં વધારો કીધો. માણસો તથા તેની સાથે સંબંધ રાખનારાં પ્રાણીઓનો આ પ્રમાણે નાશ થતો હતો, અને માંસભક્ષક પશુઓનાં મનને મોટો ઉત્સવ થઈ રહ્યો હતો. દુકાળ તથા મરકીને

લીધે જેવો લોકોની અવસ્થામાં ફેરફાર થયો તેવો જ તેઓની મનની સ્થિતિમાં ફેરફાર થયો હતો. માણસમાં જે દુષ્ટ તથા નઠારા ગુણો હોય છે તેઓ સઘળા આ વખતે પ્રગટ થયા તથા સઘળા સારા તથા ઉંચા ગુણો દબાઈ ગયા. માણસોમાંથી માંહો-માંહેની શરમ ઊડી ગઈ; સગપણનો નાશ થયો; દોસ્તી હોલવાઈ ગઈ; સ્વાર્થ સ્વાર્થ સઘળે ઠેકાણે સઘળાના મનમાં વ્યાપી રહ્યો. માબાપ અને છોકરાંની વચ્ચેનું તથા ધણીધણિયાણી વચ્ચેનું સઘળું હેત નાસી ગયું. આ વખતે કોઈ કોઈનું નહિ. સૌને સૌનું લાગ્યું હતું. લોકોના મનમાંથી ધર્મનો અંશ જતો રહ્યો; પરમેશ્વરને તેઓ ભૂલી ગયા. મોતનો ડર તથા મુએલાં માણસને વાસ્તે માન એ બંને જતાં રહ્યાં; આ સઘળી આફત જોવાથી તથા મોત તેઓની પાછળ ડગલાં ભરતું હતું તે વિચા-રથી ઈશ્વર તરફ મન લઈજવાને તથા શોકાતુર થઈ ને શાણપણ તથા ગંભી-રતા પકડવાને બદલે તેઓ ઉલટા ખુશી થતા તથા આણીગમ તેણીગમ અતિ આનંદમાં ફરતા દેખાતા હતા. તેઓનાં મગજ ભૂખથી ફરી ગયેલાં હતાં. આવી અસ્વાભાવિક વર્તણુક કોઈ બીજા જ કારણને લીધે તેઓએ પકડી હતી. એ ગમે તેમ હોય તો પણ દિવસે અને રાત્રે કેટલાંએક ભૂત જેવાં બિહામણાં માણસોનાં ટોળાં રસ્તામાં મોટે અવાજે તથા ખુશીથી ગાતાં, વાજંત્રો વગાડતાં, તથા ઘણો શોર કરતાં જતાં હતાં. એ પ્રમાણે કરવામાં તેઓની મતલબ કાંઈ પણ જણાતી ન હતી. તેઓ માત્ર વખત કાઢવાને તથા મોતનો વિચાર દૂર કરવાને ફરતાં હતાં. કેટલાંએક માણસો સનેપાતના જોરમાં બહાર નીકળીને ફરતાં અથવા દોડતાં હતાં, તેઓ ગાતાં, બૂમ પાડતાં અથવા વગર અર્થનું અને વગર મતલબનું બોલતાં, અને છેલ્લી વારે એવા જોરથી ખડખડ હસી પડતાં કે આખો મોહલ્લો ગાજી રહેતો. એ પ્રમાણે શહેરની અવસ્થા થઈ રહી હતી.

નંદશંકર

# બત્રીશલક્ષણાનો ભોગ

( સહસ્ત્રલિંગ તળાવ ખોદવાનું કામ કરનારા માળવી ઓડ મજુરોના મુકાદમ ત્રીકમ ચોધરીની સ્ત્રી જસમાના રૂપથી અંજાઈ જઈ સિદ્ધરાજે તેને પોતાની રાણી બનાવવાની ઇચ્છા કરી. ત્રીકમ અને જસમા દેશ તજી ચાલી નીકળ્યાં, સિદ્ધરાજ તેમની પાછળ પડયો; રસ્તામાં ઝપાઝપી થઈ અને તેમાં ત્રીકમ પડયો એટલે જસમા કટાર ખાઈને મરણ પામી. મરતાં મરતાં તેણે શાપ દીધો કે તારા તળાવમાં પાણી નહિ રહે. ત્યાર પછી પાટણમાં એક સિદ્ધ ફરતો ફરતો આવ્યો; રાજાના પૂછવાથી તેણે ઉપાય સૂચવ્યો કે મનુષ્યભોગ આપો. રાજાએ તેમ કરવાનો નિશ્ચય કર્યો. )

મનુષ્યભોગની, અને સરોવર પૂરૂં થયું માટે સર્વને તેનો ઉપયોગ કરવાની રજા આપવાની, ક્રિયા કરવાને તેને કાંઠે રાજાએ દરબાર ભર્યું, ને પ્રજાના વડીલોને ત્યાં નોતર્યા. રૈયતને બેસવાની અને ઊભા રહેવાની ગોઠવણ પણ કરી હતી. ભારે સમારંભ થયો. રાજાની પછવાડે સૈન્ય આવી ઊભું. એક હાથે રાજા, રાણા, સુભટો, સામંતો, નાયકો; બીજી મેર શાસ્ત્રી, પુરાણી, જોશી, શેઠશાવકારાદિક ભરાયા ને સામે તીરે હજારો પુરીજનો, અને ખેડુતો આવી ઊભા. બધી તૈયારી થઈ એટલે રાજનગરના ઢેડવાડાનો વડો ટાવો મહેતર હતો, તેના છોકરાને સિપાઈ ભોગને માટે લાવ્યા. છોકરાની પૂઠે તેનાં માબાપ રોતાં કકળતાં હીંડે; ભાઈભાંડુ અને સગાંવહાલાં પોક મૂકતાં ચાલે, નાતીલા દિલગીર થતા અને આ ક્રૂર કર્મની નિન્દા કરતા આવે. બિચારા છોકરાના હોશ ઊડી ગયા હતા. રાજાએ મોકલેલાં ઘરેણાં લુગડાં પહેરાવી પાલખીમાં બેસાડી તેને લાવ્યા. તેની આંખોમાંથી આંસુ વહે, તેની કાયા થરથર કંપે. એ જોઈ રાજાને અને સભાને દયા આવી. હજુરી નાયક કહે હુકમ હોય તો સવારો

પાસે આ બધા ઢેડને અહીંથી કાઢું, માત્ર છોકરાને રાખીએ; એનાં માબાપ ને સગાંવહાલાનું અહીં કામ નથી. ખૂનીને શૂળીએ દઈએ છીએ ત્યારે કોઈને પાસે આવવા દેતા નથી. રાજા કહે એમ ન થાય. આ બિચારો છોકરો કાંઈ અપરાધી નથી. એનાં માબાપને ધનની લાલચથી સમજાવી રોતાં રાખો. તે પરથી પ્રધાને તેમને કહ્યું કે આ છોકરાને જે પહેરાવ્યું છે તે સર્વ તમને મળશે અને વધારે જોઈએ તો માગો. છોકરાની મા કહે મારો દીકરો મુવા કેડે ધનને મારે શું રોવું છે? પ્રધાન કહે તમે રાજીખુશીથી આપશો તો ઠીક, નહિ તો બળાત્કારે રાજા લેશે. ટાવો મહેતર કહે ખરૂં માબાપ, પણ અમારે મોઢેથી હા કેમ નીકળે. અમને પહેલાં મારો. હું ડોસો છું ને મરવાને ખુશી છું, મારા દીકરાને છોડો ને મને મારો. પ્રધાન કહે તારો દીકરો બત્રીશલક્ષણો છે, તેનો ભોગ આપવો એમ પેલો સિદ્ધ કહે છે. છોકરાની મા કહે, મુવો એ સિદ્ધ; એ પીટ્યાને વાઢો ને એ રોયાનો ભોગ આપો; ટળ્યો મારા દીકરાનો જીવ લેવાને ક્યાંથી આવ્યો; એનું નખોદ જાય! પ્રધાન કહે થોડી વાર વિચાર કરીને જવાબ આપો.

ટાવો મહેતર પોતાના ઢેડામાં જઈ તેમના મત પૂછવા લાગ્યો, કોઈએ તેને ઉત્તર આપ્યો નહિ. ત્યારે તેણે ભગવાનનું સ્મરણ કર્યું ને વિચાર્યું કે હા કહીશ તોએ રાજા છોકરાને મારશે ને ના કહીશ તોએ મારશે, માટે છોકરાનું નામ જગતમાં રહે તેવું માગું. પ્રધાન તેને રાજા કને લઈ ગયો. પગે લાગી તે રડી પડ્યો ને કહે મહારાજ! મારા દીકરાનું નામ માર્યો છે. એનું નામ અમર રહે તેમ કરો. રાજા કહે જેથી એનું ને તારૂં નામ અમર થાય તે માગ. ટાવો કહે માબાપ અમારા ઢેડ લોક પર જુલમ છે તે બંધ પાડો, અમને વગડામાં રહેવું પડે છે તે રદ કરી ગામની ભાગોળે રહેવાની, માથે ફાળકું વીંટાળવું પડે છે તે છોડાવી પાઘડી બાંધવાની, કોટની કુલડી છોડાવાની, ને વાંસેથી સાવરૂં (સાબરનું શિંગડું) છોડાવાની રજા આપો. રાજાએ એ માગણી કબુલ કરી તેનો લેખ તાંબાના પત્રા ઉપર કોતરી આપવાની આજ્ઞા કીધી.

માયાને સરોવરને મધ્ય ભાગે લાવી બેસાડ્યો, ફુલના હાર પહેરાવ્યા, ને કપાળે કંકુનો ચાંલ્લો કર્યો. તેની આગળ ભાતભાતના મિઠાઈ મેવા મેલ્યા, પણ આમ કમોતે મરતી વેળા કોને ખાવું ગમે! ચંડાળ ચળકતી નાગી તરવાર ઉગામી ડોળા કાઢતો ઊભો હતો. તેને જોઈ બિચારા છોકરાનાં ગાત્ર શિથિલ થઈ ગયાં; તે મૂર્છા ખાઈ પડી ગયો. તેના મોઢા પર પાણી છાંટેથી કેટલીક વારે તે જાગૃત થયો. તમાશગીરોને તેના પર બહુ દયા આવી. કેટલીક સ્ત્રીઓ જોવા આવી હતી તેઓ રડવા લાગી.

× × ×

આકાશ ભણી જોઈ બે હાથ જોડી પ્રાર્થના કરી માયો બોલતો બંધ થયો, ને મનમાં ઈશ્વરનું ધ્યાન કરવા લાગ્યો; એટલે તરવાર તાણી ઊભેલો ભંગીઓ હોં, હોં, કરતો તેનું માથું કાપવાને દોડી આવ્યો. માયો ગભરાઈને નાસતાં પડી ગયો, તેનું માથું પત્થર જોડે અફળાતાં ફૂટ્યું ને તેમાંથી લોહી નીકળ્યું; તે તળાવની જમીનને લાગતાં પાણી આવ્યું ને તળાવ ભરાઈ ગયું. માયો ને ભંગીઓ બંને ઉપર તરી આવ્યા. રાજા જયસિંહે આજ્ઞા કરી કે માયાને હવે મારશો નહિ. તેને પુષ્કળ ધન આપી તેનાં માબાપને સોંપ્યો. આ સરોવર બાંધવાના મોટા પુણ્યને અંગે માણસનું ખૂન થતું હતું તેથી સર્વે ઘણા દિલગીર હતા. ઈશ્વરકૃપાએ આમ માયો બચ્યો, તેથી સૌ રાજી થયા. હર્ષથી પ્રફુલ્લિત થયેલ મહારાજની સવારી મહેલ ભણી ગઈ, અને લોક આનંદ પામતા પોતપોતાને ઘેર ગયા.

---

# માળવાનો જય

( ગુજરાતના રાજા સિદ્ધરાજે માળવાના રાજા યશોવર્માં ઉપર ચડાઈ કરી તેની રાજધાની ઉજ્જેણ પર હલ્લો કર્યો. સિદ્ધરાજ શહેરને ઘેરી લેશે તો અંદર ભરાઈ રહેવું પડશે એવા ભયથી માળવી રાજા યશોવર્મા પોતાના સૈન્ય સહિત બહાર આવી યુદ્ધ કરવા તૈયાર થયો. )

ક્ષિપ્રા નદીને કાંઠે દારુણ યુદ્ધ થયું. પોતાની મેળવેલી કીર્તિને જાળવવાને યશોવર્માએ યુદ્ધકૌશલ્ય દર્શાવવામાં કસર રાખી નહિ; પણ તેનું સૈન્ય સંખ્યામાં ઓછું અને ગુર્જરપતિમાં અસાધારણ ચતુરાઈ, ધૈર્ય, અગમચેતી, સમયસૂચકતાદિક વિજય આપનારા ગુણ હોવાથી માળવી રાજા હાર્યો. ગુર્જરપતિની હોશિયારી, અને તેનું શૌર્ય જોઈ ગુર્જરદળ ઉશ્કેરાયું. નાયકો તેની આજ્ઞા અમલમાં લાવવામાં તત્પર હોઈ સિપાઈને હિમ્મત દેતા ઠરીને લડયા. ઘણાંક રણક્ષેત્રમાં જય મેળવેલી એવી માળવી ફોજ પોતાના દેશમાં આવેલા શત્રુ ઉપર ક્રોધ કરી જોરથી વઢી, અને રાજા બાળક છતાં ન્યાયવિરુદ્ધ યશોવર્માએ ગુજરાત પર ચડી દેશનું અપમાન કરેલું તેની રીસ ગુર્જર જોદ્ધાએ આ વેળા કાઢી. લોહીના વહેળા વહ્યા અને તે ક્ષિપ્રામાં ભળવાથી તેનાં પાણી રાતાં દીસવા લાગ્યાં. ગુર્જરદળના ઘણા હલ્લા યશોવર્માએ પાછા વાળ્યા. પણ અંતે તેનું સન્ય ખૂટયું, અને રણક્ષેત્રમાં વધારે વાર ઠરવાથી ગુર્જર ફોજ ઘેરી લેશે તેથી પંડે અને બાકીનું સૈન્ય નાશ પામશે, એવું ભાસવાથી તેણે પાછી પાની કરી. કેટલીક ફોજ ઉજ્જેણ ભણી વળી અને બીજી તેની પાછળ ધારાનગર તરફ ચાલી. એ જોઈ સિદ્ધરાજે કૃષ્ણ સામદને તેની પાછળ મોકલ્યો અને પંડે

ઉજ્જેણુ ભણી જતી સેના ઉપર ધસ્યો. દરવાજામાં પેઠા પહેલાં તેને પકડી પાડી તેની ખરાબી કરી અને ભાગોળો વાસવા પામે ત્યાર પહેલાં તેમની પછવાડે દોડી તેમની હારે નગરમાં પેઠો. ત્યાં વળી જંગ મચ્યો, અને ઉજ્જેણની શેરીઓમાં રુધિરનો કાદવ બન્યો; ગઢવી પડયો અને ગઢ ગુર્જરેશ્વરને હાથ આવ્યો. એ વેળા ઘડી દહાડો રહ્યો હતો. કિલ્લા ઉપરથી પરમારનો વાવટો ઉતારી ગુર્જરધજા ચઢાવી, જયનાં વાદિત્ર વજાડયાં, અને ગુર્જર રાજ્યની જે જોદ્ધા બોલ્યા. આથમતા સુરજનાં સોનેરી કિરણમાં વિક્રમાદિત્યના ગઢ ઉપર મલકતી અને મંદ વાયુની લહેરમાં ઊડતી ગુર્જર પતાકા જોઈ જયસિંહદેવ અતિ હર્ષ પામ્યો.

મહીપતરામ

# અકબર અને બીરબલ

( દિલ્હીનો બાદશાહ અકબર વિદ્યાવિલાસી અને કવિઓનો પોશિંદો છે એવી તેની ખ્યાતિ સાંભળી નોકરીની આશાએ બીરબલ દિલ્હી આવ્યો. બે દિવસ રઝળી રખડીને રાજમહેલનો તેણે પત્તો મેળવ્યો; પરંતુ દરવાને દસ્તુરી વિના આ નવા ઉમેદવારને અંદર પેસવા દેવાની ના પાડી. નિરાશ થઈ ભાગેલે હૈયે બીરબલ ઉતારે આવી સૂતો અને સૂતાં સૂતાં બાદશાહને મળવાની અનેક યુક્તિઓ વિચારવા લાગ્યો. આખરે પાછલી રાત્રે તેને એક એવો સરસ બુટ્ટો સૂઝયો કે તે આનંદમાં આવી જઈને નિરાંતે ઊંઘ્યો. )

અકબર બાદશાહનો એવો ધારો હતો કે રોજ સવારમાં ઊઠીને કલાક બે કલાક મહેલને ઝરૂખે બેસવું, અને ત્યાં જે કોઈ પોકાર કરતું આવે તેની ફરિયાદ સાંભળવી. એ ઝરૂખાની નીચે ધોરી રાજમાર્ગ હતો. ગાડીઘોડાને એ રસ્તે જવા દેતા નહિ, પણ સઘળા રાહદારીઓને જવાની સંપૂર્ણ છૂટ હતી એટલું જ નહિ, પણ વચગાળે સોનાની છડી લઈને નેકીદાર ઊભા હતા તે સૌકોને પોકારીને કહેતા કે, "**अकबरशाह धर्मासन पर बिराजमान हुवे है, जिस्को कुच्छ फरियाद होवे ऊस्को वहां बुलाते है. शाह वा शाहुकार, वजीर वा दिवान, नवाब वा सुबा, अमीर वा ऊमराव, किसीकाही जुल्म होवे, तौं निडर होके आओ और कहो. अदल के कांटेमे सभी समान है.**" એ રસ્તાને બંને છેડે ચોકીઓ હતી. ત્યાં વાજીંત્રોમાં એવાજ અર્થના બોલ ગવાતા અને તે સાંભળી શહેરમાં ચોકીએ ચોકીએ એવો નાદ ઊઠી રહ્યાથી

પ્રાણીમાત્રને ખબર પડતી હતી કે અકબરશાહ ઇનસાફની ગાદીએ બિરાજમાન થયા છે. જે લોકોને કાંઈ પણ ફરિયાદ કરવાનું હોય તે સવારમાં તૈયાર થઈને એ રાજમહેલના ઝરૂખા નીચે આવીને અગાઉથી બેસી રહેતા, અને જ્યારે પાદશાહ ત્યાં પધારતા ત્યારે નમસ્કાર કરી 'ફરિયાદ' 'ફરિયાદ' એમ પોકારતા કે તુર્ત પાદશાહ તેમને પોતાની રૂબરૂ બોલાવતો. કોઈની પણ તાકાદ નહિ કે એ માર્ગે આવનારને અટકાવી શકે; કેમકે ઝરૂખામાંથી પાદશાહની નજર અર્ધ અર્ધ ગાઉ સુધી એ તરફ પહોંચે એવો તે માર્ગ સીધો હતો, અને પાદશાહની એ બાબત એવી સખ્ત તાકીદ હતી કે રાહદારીને અટકાવવાનો વિચાર સ્વપ્નામાં પણ કોઈને થતો નહિ. આ વેળા સૌકોને મોટામાં મોટા અધિકારી ઉપર પણ ફરિયાદ કરવાને છૂટ હતી. પોતાથી પણ જાણે અજાણે કાંઈ અન્યાય થઈ ગયો હોય તો તે બાબતની પણ ફરિયાદ વધારે ખુશીની સાથે સાંભળતો. ઇનસાફ કરવામાં પોતાના સગા છોકરાની પણ ખાતર રાખતો નહિ, સઘળી હકીકત પોતે જ સાંભળતો, પોતે જ તપાસ કરતો, અને પોતે જ એક ઘડીમાં ઇનસાફ આપતો. એ વેળા કોઈપણ મહેતા મુત્સદ્દીને પાસે રાખતો નહિ. કોઈ પણ કામદાર ઉપર ફરિયાદ આવી કે તેને તુર્ત જ ત્યાં પકડી મંગાવતો અને ગુન્હેગાર જણાયો કે તેને ત્યાંને ત્યાં જ ઘટતી સજાએ પહોંચાડતો. એમ કહીએ તોપણ ચાલે કે અકબર બાદશાહની એ ઊંચામાં ઊંચી એપેલેટ કોર્ટ હતી. પણ ફેર એટલો કે ત્યાં અપીલ કરવામાં કોડીનો ખરચ થતો નહિ, જુલમ કરનાર નીચલા અધિકારીની માર્ફતે ફરિયાદ લાવવી પડતી નહિ, અને ઇનસાફ તાત્કાલિક અને અસરકારક મળતો. ટુંકામાં, એ હાલના જેવું સુધરેલું નહિ પણ સાદું અને સ્વાભાવિક ઇનસાફનું સ્થળ હતું. અને તેનું નામ સાંભળી જ સઘળા કામદારો પાંસરાદોર થઈ ગયા હતા.

ખાનબાબા પાસેથી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી તેને બીજે દિવસથી જ અકબરે રૂબરૂ ઇનસાફની આવી રીત કહાડી

હતી, અને ત્યાં એવા નિષ્પક્ષપાતપણે ન્યાય કરતો હતો કે સઘળા અધિકારીઓ પોતાની દુષ્ટતા ભૂલી ગયા હતા. અને દેશમાં તેમના ઇનસાફ પણ વખણાવવા લાગ્યા હતા. કેટલેક વર્ષે અકબરશાહનું ઝરૂખે બેસવું માત્ર નામનું જ થઈ રહ્યું. એના કામદારોની માર્ફતે ગેરઇનસાફ મળે ત્યારે જ કોઈ દરબારમાં ફરિયાદ કરવા આવે કેની ? તોપણ બાદશાહ કદી પણ એ પદ્ધતિમાં ફેર પડવા દેતો નહિ, અને કહેતો કે દરરોજ સવારે વાજીંત્રોમાં ઇનસાફની બાંગ પોકારાય છે તે નિમાજની બાંગ કરતાં પણ અલ્લાને વધારે પ્યારી છે.

આ રિવાજ મુજબ એક દહાડો અકબર બાદશાહ નાહી ધોઈ નિર્મળ પણ સાદાં વસ્ત્ર પહેરી તથા હજારો પાદશાહી ઊભી કરે એવા હીરાનો એક જ હાર કોટમાં ઘાલી ઝરૂખે સવારમાં બેઠો હતો. સૂર્યોદય તુર્ત જ થયો હતો અને એ તે તરફ સાનંદાશ્ચર્યથી જોઈ રહ્યો હતો. ઝરૂખામાં બંને બાજુએ બાદશાહની આસપાસ સો સો સિપાઈઓ ઊભા છે. તેમની ઉઘાડી તરવારો ઉપર સૂર્યનાં કિરણ પડવાથી એવો તો તેજનો અંબાર છવાઈ રહ્યો છે કે તેમાં બાદશાહનું પ્રતાપી મુખ સૂર્યના જેવું જ પ્રકાશી રહ્યું છે. નીચે મેહેલના નવરંગો ઝળકારા મારી રહ્યા છે, અને સામેના બાગમાંથી ઘણી જ સુંદર સુગંધ બહેકી રહી છે. દૂરથી વાજીં-ત્રોના મધુર સ્વર આવી કાનને અમૃતપાન કરાવે છે. ફરસબંધી કરેલા રાજમાર્ગ ઉપર પાછલી રાતના ગુલાબના છંટકાવ કરી મૂકયા છે, તેની જે લહેર આવે છે તેથી રાહદારીઓ સ્વર્ગનું સુખ અનુભવે છે. મહેલ આગળથી હજારો માણસ જાઆવ કરે છે પણ પગરવ સરખો પણ સંભળાતો નથી, જાણે પોતાનો નિર્મળ પ્રતાપ સૂર્યની સાથે સરખાવવામાં ગુંથાએલા ઇનસાફી પાદશાહને હરકત ન કરવી એવો સઘળી પ્રજાએ સંપ જ કર્યો હોય.' એવી રીતે લીલા જામી રહી છે તેવામાં ત્યાં એક જોગી આવી પહોંચ્યો. તેણે સર્વાંગે ભસ્મ લગાવી છે. એક લંગોટી જ વાળી છે. ખાંધે એક ફુટેલું તુંબડું અને સો થીગડાંની એક ગોદડી લટકાવી છે, હાથમાં એક ત્રિશૂળ પકડયું

છે, કપાળે સિંદૂરનું તિલક કર્યું છે, અને આંખો ફાટેલી ભયંકર દેખાય છે. જેવો તે ઝરૂખાની સામે ફરિયાદીને ઓટલે ચડીને ઊભો કે ત્યાં બે સિપાઈ ઊભા હતા તેમણે કહ્યું કે જો ફરિયાદ હોય તો "ફિર્યાદ હૈ, ફિર્યાદ હૈ" એમ પોકાર કરો કે પાદશાહ તમને તર્ત ઉપર બોલાવશે. તે સાંભળી ફકીરી રાગે તે નીચે પ્રમાણે લલકારીને બોલ્યો:

**फिरयाद है, फिरयाद है, फिरयाद है, फिरयाद है.**

એના મોંમાંથી "ફિર્યાદ" શબ્દ પૂરો નીકળી નહોતો રહ્યો એટલામાં તો અકબરે સાન કરી તે ઉપરથી ચાર હજુરીઆઓ એને ઉપર બોલાવવાને દોડ્યા. પણ એટલામાં એ ફકીરે તો પાદશાહની સામી નજર મળી કે સલામ કરી ચાલવા માંડ્યું અને ચાલતાં ચાલતાં નીચે પ્રમાણે પોકારતો ગયો:

**यह दाद है, यह दाद है, यह दाद है, यह दाद है.**

અકબર બાદશાહને આ ચાલ ઘણી નવાઈ જેવી લાગી. તેથી એને તેડી લાવવાને બીજા ચાર જણને દોડાવ્યા. તેઓ એને આદર-સત્કાર અને કાંઈ બળાત્કારથી એક ક્ષણમાં ઉપર લઈ આવ્યા. એ જોગી રડતો કકળતો અને આક્રંદ કરતો હજુરમાં આવ્યો, અને પોકારીને વીનવવા લાગ્યો કે પાદશાહ માફ કર અને મને મારે માર્ગે જવા દે. હું ભૂલ્યો. હવે હું ફરીથી ફરિયાદ કરવા આવીશ નહિ. પાદશાહે કહ્યું કે એમ શા માટે? મારામાં શું દીઠું કે તું ફરિયાદ કરવા આવેલો તે પાછો જતો રહે છે? એણે જવાબ વાળ્યો કે મહારાજ, શા વાસ્તે ચતુરાઈ કરો છો? હું તમારી સઘળી ચતુરાઈ સમજી ગયો છું. તમે "**फिरयाद है, फिरयाद है**" એમ જે બોલાવો છો તેનો શું હું અર્થ નથી સમજતો? એનો અર્થ ખુલ્લો જ છે કે મૂર્ખા તું ફરિયાદ કરવા તો મોટાની ઉપર નીકળ્યો છે, પણ તારૂં પછીથી શું થશે તે તને યાદ છે? પાદશાહ આ સાંભળી હસ્યો અને વિચાર કરવા લાગ્યો કે આ માણસ છેક ગમાર જ છે કે બહુ ચતુર છે, પણ જોઉં બીજી સરતનો

માઈનો શો કરે છે. બાદશાહે કહ્યું, એ તો ઠીક પણ ત્યારે, "**यह दाद है, यह दाद है**" એમ શા માટે તું પોકારતો ગયો ? જો તારી સમજ પ્રમાણે હું ફરિયાદ સાંભળતો નથી તો તો તારે "**नहि दाद है, नहि दाद है**" એમ કહેવું જોઈતું હતું. મહારાજ, મેં વિચાર કર્યો કે પાદશાહ ફરિયાદી પાસે "**फिरयाद है, फिरयाद है**" એમ શા માટે બોલાવતા હશે. ફરિયાદ તો દુનિઆમાં હજારો છે જ તો. પણ જો તે સાંભળી ન્યાય કરવાની એની ઇચ્છા હોય તો એણે ફરિયાદી પાસે કાંઈ પણ બોલાવવાને બદલે પોતે જ "**यह दाद है, यह दाद है**" એમ પોકારવું જોઈએ. આ સાંભળી પાદશાહ પ્રસન્ન થયો અને જાણ્યું કે આ કોઈ વિલક્ષણ પુરુષ જણાય છે. એ ફકીર કે વેરાગીનું બોલવું ન હોય. તેથી પૂછયું કે તમે જાતે કોણ છો ? અને તમારા ઉપર શો જુલમ ગુજર્યો કે આ પ્રમાણે ફકીરી લેવી પડી ? જવાબમાં એણે નીચલો દુહો કહ્યો:—

**पाया हीरा लाखका, आया बेचन काज;**
**छिना लिया छक्कड लगा, झौरो दगाहिबाज.**

પાદશાહે ગુસ્સે થઈ કહ્યું કે કોની તાકાદ છે કે મારા રાજ્યમાં આ પ્રમાણે જુલમ કરી શકે ? તે ઝવેરીનું નામ દે. હમણાં હું તેને સજાએ પહોંચાડું છું. એણે પગે લાગી કરગરીને કહ્યું કે મહારાજ, એ વાત જવા દો. નામ દીધાથી હું માર્યો જઈશ. તમે ગમે એટલું કહો છો પણ નામ સાંભળશો કે મને તુર્ત શૂળીએ ચડાવશો. આખરે આગ્રહ કર્યો, કાંઈ પણ ન ગુસ્સે થવાની પ્રતિજ્ઞા લીધી અને તે છતાં જો તું નામ નહિ દે તો તને ગુન્હો છુપાવનાર જાણી તુર્ત જ મારી નાંખીશ. જેવા જુસ્સાથી પાદશાહે પૂછયું તેવા જુસ્સાથી એણે પણ કહ્યું:

**जो पूछो सब बात तो साचेमें कहा शोर,**
**सुनिये शाह सुलतान तुम, आपहि मेरा चोर.**

આવું સાંભળતાં જ સ્વાભાવિક રીતે અકબરની આંખમાં અગ્નિએ પ્રવેશ કર્યો, હાથ તરવાર પર ગયો, અને પાસે સો સો સિપાઈઓ નાગી તરવારે ઊભા હતા તે એકે અવાજે હોકારો કરી આગળ ધસ્યા અને પાદશાહે હું હું કરીને વાર્યા નૃહિ હોત તો તેઓએ એના ચૂરેચૂરા કરી નાંખ્યા હોત. પણ અકબર ન્યાયી, વિચારવંત અને વળી વચને બંધાએલો હતો તેથી તેણે ક્રોધ થયો તેવો જ શમાવી નાંખ્યો. તોપણ મારા ઉપર આવો જુઠો આરોપ મૂકવાની એની હિંમત કેમ ચાલી તે એનાથી સમજાય નહિ. એનું બોલવું એવું હતું કે એ દિવાનો હોય એમ સંભવતું નહોતું અને દિવાના વિના આવી ગાંડાઈ કોણ કરે ? માટે એને પોતાની જે હકીકત હોય તે કાંઈ પણ ડર રાખ્યા વિના કહેવાનું ગંભીરાઈથી ફરમાવ્યું.

---

# રુદ્રમાળની સ્થાપના

( સ્થળ–રાજમંદિર )

(વેદની ધ્વનિ ચાલી રહી છે, હજારો બ્રાહ્મણો ભરાયા છે, બધા મંડળેશ્વરો અને મંત્રીઓ બિરાજ્યા છે, શાસ્ત્રી પુરાણી જોશી વૈદ્યની સભા મળેલી છે, બારણે સેના પડેલી છે, નોબત અને બત્રીશે વાજાં વાજે છે, ઠેકાણે ઠેકાણે નૃત્ય અને હાસ્યવિનોદ થઈ રહ્યાં છે. પૂર્ણાહુતિ અપાય છે, ધુમાડાથી સિદ્ધરાજ મહારાજની આંખ લાલ અને મોઢું તેજસ્વી થઈ રહ્યું છે, હાથમાં નાળિયેર લઈ હોમવાને ઊભા થયા છે, હોમની વેળા જયજયકાર શબ્દ ગાજી રહ્યો છે.)

૧ લો મંત્રી—મૂર્તિકાર, આ શું કીધું? મહારાજની અને બીજા સેનાપતિઓની મૂર્તિઓ કાં પાડી? પાડી તો ઠીક, પણ આ નમે છે કોને? એ અમંગળ કામ કોને કહે કીધું?

મૂર્તિકાર—મહારાજની આજ્ઞા છે.

૧ લો મંત્રી—જુઠું બોલ મા, તારૂં અને મારૂં માથું જવાનું. અરે! ભગવાન, મારા ક્યાં ભોગ લાગ્યા, કે આ કામ મેં માથે લીધું? કોઈ બીજા અદેખા મંત્રીએ મૂર્ખ, તને દ્રવ્યના મોહમાં નાખી મારો પ્રાણ લેવાની યુક્તિ કીધી છે.

૨ જો મંત્રી—થનાર થયું. હે મિત્ર, મહારાજને જાહેર કરો. એની દિવ્યદૃષ્ટિથી કાંઈ દૂર રહેવાનું નથી. આગળથી આપણે કહીએ તે જ સારૂં.

૧ લો મંત્રી—હા ભાઈ, મને પણ એમ એમ જ લાગે છે. પણ ક્રોધ ન કરતો—તું મારા બાળપણનો મિત્ર છે ખરો, તથાપિ આ સમયે મને વિશ્વાસ પડતો નથી.

૨ જો મંત્રી—રાજદરબારમાં બહુધા મિત્રાઈ કેવી હોય છે, તે જાણી હું તારૂં ગભરાટનું બોલવું મનમાં આણતો નથી. મારૂં કહ્યું માન, અને પછી એનું ફળ સારૂં નીપજે તો વિશ્વાસ રાખજે.

૧ લો મંત્રી—અત્યારે હું ભયભીત થયો છું. જેમ તેમ બોલાઈ જાય છે. અરે તું તો નહિ, પણ બીજા કોઈએ મારો ઘાટ ઘડી મૂક્યો છે. મહારાજે કામ મને સોંપ્યું અને પછી આવા હલકા મનુષ્યને આજ્ઞા આપે એ કેમ મનાય?

૨ જો મંત્રી—એમ હોય પણ ખરૂં. અને નહિ હોય, તોએ બીજો ઉપાય નથી.

૧ લો મંત્રી—ખરી વાત.

(જાય છે અને સિદ્ધરાજને પગે લાગે છે.)

સિદ્ધ૦—અમે પ્રસન્ન છઈએ, તેં કામ સારૂં કીધું, ઉઠ.

(વાંસો થાબડે છે.)

૧ લો મંત્રી—(રડતો રડતો) હે મહારાજ, હે પૃથ્વીપતિ, મારો અપરાધ થયો છે. તે અપરાધમાં કાંઈ બાકી નથી. તમે જીવાડો તો જ જીવું, મને અભયવચન આપો. ત્યાં લગી ઉઠનાર નથી, મારૂં માથું તમારે ખોળે છે, છેદવું હોય તો છેદો.

સિદ્ધ૦—અમારી રીત તું જાણે છે; અપરાધ જાણ્યા વિના અમે ક્ષમા કરતા નથી. તોપણ આ ઉત્સવને સમે અમે ક્રૂર થવા ઇચ્છતા નથી. જા, આ કામમાં તેં એક કોટિ રૂપીઆ લગી ખાધા હશે તો માફ છે, પણ જો મારી પ્રજામાંના કોઈ એકને કાંઈ પણ દુઃખ દીધું હશે, તો તો સૂળી તૈયાર છે. હું આવા ઢોંગ માનનાર નથી.

૧ લો મંત્રી—મહારાજ, મેં ખાધું તો કાંઈ નથી. અને તમારા રામરાજ્યમાં પ્રજાને દુઃખ દે એવો કોણ છે? પણ તમારી આજ્ઞાથી કંઈ વધારે મૂર્તિકારે કીધું છે તે જોશો ત્યારે આપ કોપાયમાન થયા વગર રહેશો નહિ.

સિદ્ધ૦—(હસીને) મૂર્તિકારને બોલાવો.

(છડીદાર બોલાવે છે.)

૧ લો મંત્રી—મહારાજ, પેલા હનુમાનજીની પૂજા કરવા પધારો છો ત્યાં જ છે. મહારાજ, મારો કાંઈ વાંક નથી. મેં અત્યારે જ જોયું. પેલા મૂર્ખે પોતાની મેળે, મહારાજ, મને પૂછ્યા વગર કરી મૂક્યું છે. ( તે બાજુએ જાય છે. )

મૂર્તિ૦—(ધ્રુજતો ધ્રુજતો) મહારાજ !

સિદ્ધ૦—આ કોની આજ્ઞાએ કીધું ?

મૂર્તિ૦—અરે ! ઓ ! દયાળુ પૃથ્વીપતિ ! અરે ! મને કોઈ દુષ્ટ આપનું નામ દઈ ભોળવી ગયો. (ગજવામાંથી વીંટી કહાડે છે.) આપની મુદ્રિકા તે આપી ગયો છે. કોણ જાણે કયાંથી ચોરી લાવ્યો હશે ! મહારાજ, અરે મારો અપરાધ ક્ષમા કરો.

સિદ્ધ૦—ગભરા મા. એ અમારી જ આજ્ઞા હતી. અમે તારા પર પ્રસન્ન છઈએ; પણ (૧ લા મંત્રીને) તારી ભૂલ છે કે તપાસ રાખી નહિ. આ તો અમારી આજ્ઞા હતી, પણ બીજું કાંઈ કરત તોએ તું તો નહિ જ જાણત કેની ! આ (વીંટી પાછી લે છે) જોયા પછી તારે કરવા દેવું હતું.

મંત્રેશ્વર—મહારાજ, એવી આજ્ઞા આપે કયારે આપી ?

સિદ્ધ૦—પછી કહું છું. પૂજાનો સમય જાય છે. (આરતી ઉતારી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી) હે વાયુપુત્ર ! બળનિધાન ! ! દુખિયાના બેલી ! હું તને આ રુદ્રમાળાનો રક્ષક કરું છું. જગતે મને સિંહનું ઉપનામ આપ્યું છે, પણ હું રંક તરણા સરખો છું. મનુષ્ય તે કોણ

માત્ર ? ચાલીસ પચાસ વર્ષનું ધણું તો તેનું પરાક્રમ તેમાં તે શું કરે! જ્યારે શત્રુના વાજાં આવી અહીંયાં ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ, અને હું (કોણ જાણે?)ક્યાંએ રખડતો હોઇશ ! ત્યારે રક્ષા કોણ કરશે? હે હનુમાન, સહાય તે સમે તારાથી થાય તો થાય. હે દેવ, તું ત્યારે આલસ્ય. કરતો નહિ—અરે ! મારૂં એટલું નામ રાખજે. હું આ દીનભાવે પ્રાર્થના કરૂં છું—અરે ! અત્યાર સુધી મેં મારી પ્રજાની રક્ષા બીજા કોઇને, દેવ કે દૈત્યને સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂં છું—એથી દીનભાવ બીજો કેવો?

(ઊઠે છે.)

મંત્રે—મહારાજ, જોશીના કહેવા ઉપર આટલો શક કાં કરો છો? સાચું એ પડે અને જુઠું એ પડે. એનો કાંઈ નિર્ધાર નથી.

સિદ્ધ૦—(ગંભીરાઈથી) અરે મંત્રેશ્વર, એમાં જોશી શું કહેવાનો હતો? આ જગત અનિત્ય છે એમાં શો સંદેહ? સૂર્ય ઊગે છે, તે જ આથમે છે; પૂર્ણિમાને દિવસે વિશ્વને આનંદ પમાડે છે, તે જ ચન્દ્ર કળાહીન થાય છે; માણુસ જન્મે છે, તે જ મરે છે; જ્યાં મોટાં નગર વસેલાં હોય છે, ત્યાં પાણી ફરી વળે છે; આ સૃષ્ટિ નિત્ય ભાસે છે, તેનો જ પ્રલય થાય છે; અરે ! બ્રહ્મા વિષ્ણુ ને શિવ સરખા કાળને વશ થઈ નાશ પામે છે; તો અરે ! આપણા પામરના રાજપાટ અને આવાં દેવાલયના શા હિસાબ ?—સ્વર્ગ સરખી જગ્યા પણ નિત્ય નથી તો.

મંત્રે૦—મહારાજ," કહો છો તે ખરી જ્ઞાનવાર્તા છે; પણ એમ છેક આખરનો વિચાર શીદ કરીએ ? પ્રલયકાળની વાત આઘી મૂકીએ, તો આ સ્વર્ગ સરખા ધામથી આપનું નામ "યાવચ્ચંદ્ર-દિવાકરૌ" રહેવાનું છે.

સિદ્ધ૦—મૂર્ખ ! એવી ગાંડી વાત માં કર. દૈવનું કારમું ચક્ર નિરંતર ફર્યાં કરે છે, અને તેને વીંટાએલા વિશ્વની સર્વે વસ્તુઓ ઊંચી નીચી થયા કરે છે. શિલાદિત્યનું વલ્લભીપુર ક્યાં છે ? બીજાં એવાં કેટલાં

નગર ઉદય પામી શૂન્યમાં ભળ્યાં હશે, કે જેનાં નામ પણ આપણે આ સમયે સાંભળ્યાં નથી ! અરે ! મંત્રેશ્વર, એક એવો દિવસ પણ આવશે, કે જ્યારે આ પાટણ શહેરને શત્રુનાં લશ્કરો પાયમાલ કરશે; સોલંકી વંશ નિર્મૂળ જશે; એક એવો સમય પણ આવશે, કે જ્યારે રજપૂતો શોધ્યા જડશે નહિ, અને જડશે તો મ્લેચ્છની સેવા કરતા; અરે ! જ્યાં રાજમંદિરો શોભે છે, ત્યાં હળ ફરશે. અને મૂર્ખ વતનીઓ વલ્લભીપુરની પેઠે આજે આપણે બેઠા છઈએ એવા દેવાલયના ખઈ ગએલા પથરા ખોદી કહાડી (આંખમાં આંસુ ભરાઈ આવે છે,) પેટને માટે વેચવા નીકળશે–અને પૂછશો તો પાટણ કે રુદ્રમાળાનું નામ સાંભળી તમારા સામું ટકટક જોયા કરશે ! તો હું કોણ માત્ર ! માટે હે મૂર્તિકાર ! તું એટલું લખ કે, " પાટણનો સોલંકી સિદ્ધરાજ જે જીવતાં કોઈને નમ્યો નથી તે પગે લાગી માગી લે છે કે હે કાળ જેને અનુકૂળ છે એવા શત્રુ, આમાંથી કાંઈ પણ રાખજે. આજ મારે ને કાલ તારે." (મૂર્તિકારને) તું તારું પણ નામ લખ, રહેનાર તો પ્રભુ કરે ત્યારે.

ચાલો, હવે કાલવાળા રજપૂતને બોલાવો.

( છડીદાર જગદેવને બોલાવે છે )

નવલરામ

# આપણાં શરીર



કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યાં," એટલે રોગરહિત શરીર. આ કહેવત ઘણાખરા જાણે છે, બોલે છે, દાખલો આપે છે; પણ તેમના મનને તેની અસર થએલી આપણે જોતા નથી. ઘણાખરાને આપણે બોલતા સાંભળીએ છીએ કે ભાઈ, આજના જુવાનીઆનાં શરીર તકલેદી છે, તેમનાથી કાંઈ પણ કામ થતું નથી, ઘરડાઓના જેટલું બળ નથી, શરીરનું કદ પણ તેમના પ્રમાણમાં નાનું થતું જાય છે. તેથી જ આજકાલ એવું સાધારણ થઈ ગયું છે કે અઢી હાથનું માણસ કહીએ તોપણ ખોટું લાગે નહિ. અગાડીના વખતમાં એમ કહેતા કે તરત માઠું લાગતું હતું ને આજના વખતમાં તો ઉલટી શોભા ગણે છે. કેમકે જો કોઈ સ્ત્રી મોટી ને શરીરે મજબુત હોય તો લોકો કહેશે કે એ તો કમાળીઆ જેવી છે. પણ વિચારતા નથી કે કમકૌવતવાળી સ્ત્રીની ખુબસુરતી શા કામની છે? આપણા બાપદાદા અગાડી ઘણા મજબુત શરીરના તથા વધારે આયુષ્યના હતા, ને આપણે કમકૌવતના ને થોડા આયુષ્યના થયા, તેનું કારણ આપણી મૂર્ખાઈ વગર બીજું નથી. આપણે જો પરદેશીઓની સાથે આપણા શરીરનો મુકાબલો કરીએ તો તેમની આગળ આપણે કશી ગણત્રીમાં નથી. એટલું જ નહિ પણ આપણા દેશીની સાથે મુકાબલો કરીએ તો કચ્છી, સિંધી, પુરબીઆ ને પંજાબી આગળ આપણો શો હિસાબ છે? કહેવત છે કે "જેવું ખાય તેવું

કામ કરે.' આપણે દાળભાતના ખાનારા, આપણાથી શું થાય? આપણું શરીર આવાં ને ઉપર કહેલા લોકોનાં શરીર બળવાન કેમ, તે વિષે જો વિચાર કરીએ તો આપણામાં નાનપણથી લગ્ન કરવાનો ધારો છે, તેથી ઉમ્મરે પહોંચ્યા વગર સ્ત્રીપુરૂષ સંસારના ખટલામાં પડે છે; તેમનાં શરીર ઘણાં જ નબળાં થાય છે. તેની સાથે બીજી ઘણી ખરાબ રસમો આપણામાં છે. જેમકે આપણા લોકો મિષ્ટાન્ન જમવા ઉપર ઘણી શ્રદ્ધા રાખે છે, તે એટલે સુધી કે જમવાનું આવ્યું તે મહાખુશીનું કામ થયું એમ જાણી તે દિવસે ઘણાખરા ખાવાની કડાકુટમાં બધો વખત પડી રહે છે. તેમાં વળી લ્હેજતદાર પદાર્થ હોવાથી હમેશના નિયમ પ્રમાણે નહિ જમતાં વધારે જમે છે. તેવી રીતે ખાધામાં નિયમ વગર હોવાથી રોગ થાય, ને રોગ થવાથી શરીર બગડે તેમાં નવાઈ જેવું કાંઈ નથી. તે વિષે મને એક વાત યાદ આવી છે. તે એ કે અગાડીના વખતમાં રામશંકર જોશી ને ગોવિંદરામ શાસ્ત્રી બે જણ હતા. તેમાં એક દિવસ ગોવિંદરામ શાસ્ત્રી નાતમાં વધારે જમવાથી તેમનામાં ચાલવાની શક્તિ ન રહી, તેથી તેમના જજમાને તેમને ઘેર મેલવા પાલખી મોકલી. તેમાં બેસી શાસ્ત્રીજી ઘેર આવ્યા ત્યારે લોકે કહ્યું, વાહ! ગોવિંદરામ શાસ્ત્રી બહુ જમ્યા છે. તે સાંભળી શાસ્ત્રી બોલ્યા કે બળ્યાં અમારાં જમવાનાં. જમવાનું તો રામશંકર જોશીનું ખરૂં, કે જમ્યા પાછળ પ્રાણ દીધા. મતલબ કે હું તો એટલો અભાગ્યવાન કે પાલખીમાં બેસીને પણ આવી શકયો! તે પ્રમાણે ઘણાખરા અકરાંતિયાપણે ખાધાથી રોગને વશ થાય છે, ને પોતાનું આયુષ્ય ખરાબ કરે છે, તોપણ ખાધા ઉપર અભાવ થતો નથી. ત્રીજું કારણ કસરત કરતા નથી. ગરીબ અથવા સાધારણ માણસોને અંગકસરત કરવી પડે છે ખરી, પણ તે નિયમસર નથી. મોટા લોકો તો કુસ્તી વગેરે મરદાની કસરતોને હલકી ગણે છે ને કહે છે, આપણે ખાનદાનના હોવાથી એવી અયોગ્ય કસરતો કેમ થાય? એમાં પ્રતિષ્ઠા નહિ. એવી રીતે હોવાથી તથા ગાડીઘોડે બેસવાનું

મળવાથી તેમની પાચનશક્તિ ઓછી થાય છે, તેથી નિયમિત ખવાતું નથી. માટે તેઓ ઓછું ખાવામાં મોટાઈ માને છે ! કહેશે કે ભાઈથી તો શેરની એંશી રોટલી કરી હોય તેમાંથી દશ અગર પંદર જમાય છે. ત્યારે તે ઉપર વિચાર કરવો કે ભાઈના શરીરનું કૌવત કેટલું હશે. એવું હોવાથી તેમનાં શરીર ઘણાં જ તકલેદી થઈ જાય છે, ને જ્યારે દૈવયોગથી નબળી સ્થિતિએ પહોંચે છે ત્યારે ઘણું પસ્તાય છે. માટે મોટા લોકોને વાસ્તે કસરત ઘણી ઉપયોગી છે. પાશ્ચાત્ય શ્રીમંતો કસરત હંમેશાં કરે છે. તેમાં તેઓ શરમ રાખતા નથી, તેથી જ તેમનાં શરીર ઘણાં જ સારાં હોય છે. આ દેશની સાધારણ બાયડીઓને દળવાનું, ખાંડવાનું, પાણી ભરવાનું, રાંધવા વગેરેનું કામ હોય છે, તેથી તેમનાં શરીર સારાં રહે છે. પણ શ્રીમંતોની સ્ત્રીઓને તો મેડી ઉપરથી હેઠે ઉતરવું હોય તો ચાકરો તૈયાર જ જોઈએ, એથી તેમનાં શરીર એવાં થાય છે કે તેમને લગાર પણ જોર રહેતું નથી. તે એટલે સુધી કે ભારે ઘરેણાં પહેરે તોપણ તમનું કોમળ શરીર કંતાઈ જાય છે. તેથી પરિણામે તેવી સ્ત્રીઓને સુવાવડમાં ઘણા રોગ થાય છે. કેટલીક તેવો પ્રસંગ આવે છે ત્યારે મરણ પણ પામે છે. એવી રીતે કસરત ઉપર લક્ષ ન રાખવાથી માઠાં પરિણામ નીપજે છે. સ્ત્રીઓને કસરત આપવી અગત્યની છે, કેમકે કસરતથી શરીર સારૂં રહે છે. શરીર સારૂં રહે તેથી મન પણ સારૂં રહે છે. શરીરની કેળવણી સઘળાં કરતાં ઘણી જરૂરની છે. તે વિષે વધારે કહેવાની જરૂરનથી, આપણે જ્યારે યુરોપીઅનોની ઘોડદોડ, શિકાર, પાણીમાં તરવાનું, બંદુક મારવાનું વગેરેની સરતો જોવા જઈએ છીએ ત્યારે ફક્ત આપણે એટલો જ સાર લઈને આવીએ છીએ કે, ફલાણો જીત્યો ને ફલાણો હાર્યો; પણ વિચાર કરતા નથી કે એ સારૂં કે નઠારૂં. કેટલાક તો થોડી વાર વિચારી તરત કહે છે કે એ તો જુગટું છે; એ તો આપણા જુગાર રમે છે તેવું છે. પણ વિચારતા નથી કે તેઓને એ બાબતની ઘણી છીટ હોય છે, ત્યારે જુગાર રમવાનું કેમ કરે ? માટે તેનાં કારણ જો

દીર્ઘદષ્ટિથી વિચારીએ તો તરત માલમ પડે છે કે એવી કસરતો હોવાથી શરીરને અને હુન્નરને કેળવણી મળે છે. આપણે પણ એવી કસરતો કરીએ તો આપણું શરીર વધારે કેળવાય. અગાડીના વખતમાં અહીંના લોકો બંદુક વાપરી જાણતા, લડાઈમાં કુશળ હતા, તથા સંકટ સહન કરવાની ટેવ પડી હતી, પણ આ સુધરેલા રાજ્ય પછી પોતાના બચાવની દરકાર રહી નથી, તથા જ્ઞાન કેળવણીનો વધારો હોવાથી એ બાબતમાં એટલા અજાણ્યા થયા કે બંદુકનો ભડાકો સાંભળી થરથર ધ્રુજીએ એવી દશાને પહોંચ્યા છીએ. માટે આપણા શરીરને કેળવણી આપવાને, ગમત થવાને અને ઉશ્કેરણી આપવાને, નિશાન મારવા, ઘોડા ઉપર બેસવું એવી એવી કળાઓથી હોશિયાર થવું અતિ જરૂરનું છે, ને તેવા હુન્નરનો વધારો કરવાને જેમ જેમ તેવી સરતો નીકળે ને તે બાબત પૈસાવાળા ને વિદ્વાન આગેવાની કરે તો અહીં લોકો હોશિયાર નીકળે પણ ખરા. શ્રીમંતોના છોકરાઓને પણ યુરોપીઅનોની રીતે ઘોડે બેસતાં આવડતું નથી, એ કોઈથી પણ નાકબુલ થાય એમ નથી. શરીરને નુકસાન થવાનું ચોથું કારણ ચિંતા છે. કહેવત છે કે, "ચિંતાથી ચતુરાઈ ઘટે છે," ને તેથી શરીરનાં રૂપરંગ બદલાઈ જાય છે, માટે ચિંતા કરવી ન જોઈએ. પણ આપણા રીતરિવાજ જ એવા છે કે એવું સમજનારને પણ ચિન્તા થાય છે. જેમ કે બાપ મરી ગયો હોય કે બીજે જ દિવસે બારમું કરી નાત જમાડવાની ભાંજગડમાં પડે, છોકરો થયો કે પરણાવવાની, છોકરી પરણાવી તો તેના સાસરીઆની કુથલી એવી કે બસ ! આવી આવી ઘણી તરેહની ફિકરમાં ને ફિકરમાં આપણા લોકોનાં શરીર બગડે છે. સુધરેલા લોકોને પણ ચિન્તા તો થાય, પણ તેમની ચિંતા સદાકાળ રહેતી નથી. આપણી ચિન્તાનો તો આડો આંક. વળી ગરીબ હોય ને છોકરાં વધારે થયાં, તેમનાં પેટ ભરવાં તેની ચિંતાનું પૂછવું જ નહિ. કેમકે ભીખ માગ્યે પણ પૂરું થાય નહિ. ઘણાખરા બ્રાહ્મણો અથવા માગણો વારંવાર ભીખ માગે છે ને કહે છે કે મહારાજ! છોકરી

પરણાવવી છે તે ૧૦૦ રૂપિયાનું કામ છે, માટે એટલા કરી આપો તો સારૂં. એવા લોકોને ધર્માંધ લોકો પૈસા કરી આપે, પણ કહેતા નથી કે ભાઈ, તને તારા કુટુંબનું ભરણપોષણ કરવાની શક્તિ ન હતી તો શા વાસ્તે સંસાર માંડ્યો ? એવી રીતે નાનપણમાં પરણાવી પોતે ચિંતામાં પડે છે ને સામા માણસને ચિંતામાં નાખી બોજારૂપ થઈ પડે છે. વળી આપણી નિશાળોનાં હાલનાં ધોરણો એટલાં અઘરાં છે કે કુમળી વયના છોકરાઓ બિચારા સવારથી તે સાંજ સુધી ને રાતના બાર વાગ્યા સુધી અભ્યાસ જારી રાખે છે; તેથી તેમનાં શરીર કંતાઈ જાય છે. તેમાં વળી હાલના કેટલાક માસ્તરો પરીક્ષકનું કામ કરતા હોય તો મોટી મુશ્કેલી પડે એમાં નવાઈ નથી. કેટલાક શિક્ષકો શિક્ષાપદ્ધતિ પ્રમાણે કામ કરતા નથી. ફક્ત છોકરાને પરીક્ષક જેમ તપાસે તેમ પાઠ તપાસી લે. તેને આપે છે તે પાઠ સઘળો ઘેર તૈયાર કરવો પડે છે, ત્યારે તે છોકરાં દીર્ઘાયુષી શી રીતે થાય ? જો આવી જ રીત જારી રહેશે તો મને લાગે છે કે અગાડીના લખનારાઓનાં ભવિષ્ય સાચાં પડશે, કે માણસનો આવરદા ઘટતો જશે. હાલ ચાલતી રીત પ્રમાણે ચાલે છે તેમ ભણાવવાની રીત આવી ને આવી રહે, તો છેવટ જતાં ૩૦ વરસનો આવરદા થાય તેમાં નવાઈ નથી.

# ઉચ્ચ અભિલાષા

વળી પોતાનું સુખ પણ એવી રીતે સાધવું કે બીજાને દુઃખ ન થતાં પોતાને સુખ મળે; તે જ સુખ ઉત્તમ કહેવાય. વળી તમારે દરેક જણાને ઉંચી આશાઓ આપવી; હલકી આશા આપવી નહિ. તમે સારા નીકળશો તો રાજાના દિવાન થશો. તમે ગરીબ છો તોપણ શા માટે દિવાન ન થઈ શકો? તમે જે ધારો તે કરી શકો તેમ છો, એમ બાળપણથી દરેક બાળકને શીખવવું જોઈએ. આપણું નસીબ આટલું જ છે, આપણે ગરીબ છીએ તેનું નસીબ ગરીબ જ હોય એવું કદી શીખવવું નહિ. આપણે પાંચ ગાઉ જવાનો સંકલ્પ કરી નીકળીએ તો ૩–૪ ગાઉ જઈ શકીએ; પણ ત્રણ ગાઉનો જ સંકલ્પ કરીએ તો દોઢ બે ગાઉ જતાં થાકી જવાના. માટે અભિલાષા હમેશ ઉંચી રાખવી, ને બધા તેવી રાખતા થાય તેવું શિક્ષણ દરેક બાળકને આપવું. તેમને દાબી ન દેતાં ઉચ્ચ કામનાઓવાળા કરવા. વળી છોકરાઓને આપ-કર્મી થતાં શીખવવું. બાપના પૈસા છે માટે પુત્રોને કાંઈ કરવાની જરૂર નથી, બાળકોને આવી ધારણાવાળાં થવા દેવા નહિ. બાપનું ખાવું તે ઠંડું ખાવા જેવું છે. ઠંડું અનાજ રાંધ્યા પછી ખાવામાં અને ગરમ ખાવામાં કેટલો તફાવત છે, એટલો બાપકર્મી અને આપકર્મી થવામાં છે, એવું સમજતા છોકરાઓને કરવાં જોઈએ. બાપે હંમેશ ઇચ્છા એવી રાખવી કે દીકરો મારાથી સવાઈ કરે, ને છોકરાએ એવું અભિમાન રાખવું કે "શું મારામાં દમ નથી કે પિતાનું કમાએલું જ હું ખાઉં?" તમારે આવું અભિમાન દરેક બાળકના મનમાં સિંચવું. તેમના મનમાં ઠસાવવું કે પરાક્રમથી પેદા કરેલા સો રૂપિયા તે વારસાથી મેળવેલા એક હજાર રૂપિયાની બરાબર છે.

**અંબાલાલ**

# કાળા માથાનું માનવી શું ન કરે ?

ઘણીવાર એમ કહેવામાં આવે છે, કે એક માણસથી શું થઈ શકે? એકલે હાથે તો તાળી પણ પડી શકતી નથી. મોટાં કામ ઘણાના એકત્ર પ્રયત્ન વગર થઈ શકતાં નથી. પણ એક રામે લંકા લીધી, તે આપણે જાણીએ છીએ. એક બુદ્ધે વિશાળ ધર્મની સ્થાપના કરી, એક શંકરે દિગ્વિજય કર્યો, એક સિકંદરે તે વખતની જાણીતી દુનિયા જેર કરી, અને એક બોનાપાર્ટે આખા યુરોપને ધ્રુજાવી મૂક્યું હતું! દૃઢ મનનો, હિંમતવાન, બુદ્ધિશાળી અને જુસ્સાવાળો માણસ શું કરી નથી શકતો? કાળા માથાનું માનવી ધારે તે કરી શકે છે; માટે એકલાથી કંઈ થાય નહિ, એમ માની બેસી રહેવું યોગ્ય નથી.

હરેક કામની શરૂઆત એકલાથી થાય છે. દરેક માણસ બીજાઓની રાહ જુએ તો કોઈ કામ આરંભી ન શકાય. રણમાં પણ પ્રથમ સરદારને એકલાને ધસારો કરવો પડે છે, અને તે પછી તેની પાછળ તેનું લશ્કર તૂટી પડે છે. હરેક માણસ સરદાર બની શકતું નથી, એ વાત ખરી; તથાપિ દરેક માણસ યથાશક્તિ કામ ઉઠાવી શકે છે. દેશકલ્યાણનું કામ પોતાથી બને તેટલું કરવું, એમ જો દરેક વ્યક્તિ ધારે, અને તે પ્રમાણે કામ આદરે, તો શું ન થઈ શકે?

ઘણીવાર એમ કહેવામાં આવે છે, કે હજી સમય આવ્યો નથી. કાળે કરીને સૌ આપોઆપ થશે. પરંતુ સમય આવ્યો નથી, એટલે શું? સમય શી ચીજ છે, અને તે પોતે શું કરી શકે છે?

સમયને માણુસ લાવે છે, એ ધ્યાનમાં રાખવું. સુધરેલા કે બગડેલા સમય–યુગનું મૂળ મનુષ્યનાં કૃત્ય છે. માણુસ ધારે તો બગડેલો સમય સુધારી શકે છે, અને તેની બેદરકારીથી કે અયોગ્ય વર્તણુકથી સુધરેલા કાળમાં કળિયુગ વ્યાપે છે.

કોઈ એમ કહે છે, કે ભાઈ, સંસારસુધારાનાં કામ તો સંસાર જ કરી શકે, નાતજાતના સમગ્ર લોકો ધારે તે કરી શકે, પણુ કોઈ એકલો કંઈ કરવા બેસે, તો તેને ફજેત થવાનો, દંડાવાનો કે નાત-બહાર થવાનો સમય આવે, અને તેમ છતાં પણુ કોઈ તેનું અનુકરણુ ન કરે, તેથી ધારેલો સુધારો દાખલ પણુ થઈ ન શકે. આ વાત કેટલેક દરજ્જે ખરી છે; અને તેથી જ ઘણા લોકો મુંગા બેસી રહે છે, કે સુધારાવાળા પાછા પડે છે, અથવા પોતાની ધારણા બર લાવી શકતા નથી. તથાપિ નાતજાતના સમગ્ર લોકોને પણુ કોઈ વ્યક્તિ સમજા-વનાર કે તૈયાર કરનાર મળે, ત્યારે જ તે કંઈ કામ લઈ બેસશે. નાત વ્યક્તિઓથી થઈ છે; માટે વ્યક્તિવાર બળ જ્યાં સુધી વધે નહિ, ત્યાં સુધી નાતનું બળ વધવાનું નહિ. વ્યક્તિઓ જ્યાં સુધી સુધરે નહિ, ત્યાં સુધી નાત સુધરવાની નથી.

હરેક સુધારકને સવ યુગમાં ને સર્વ દેશમાં કંઈ ને કંઈ સહેવું પડે છે. જોખમ વગર ભારે કામ થઈ શકતાં નથી. દહીંમાં અને દૂધમાં પગ રાખવાનું હમેશ બનતું નથી. સૌને રાજી રાખીને કામ કાઢી લેવાનું ક્વચિત જ બને છે. પગમાં કુહાડો માર્યા વગર પરાક્રમ થતું નથી. માટે સુધારો કરવાની ધારણા રાખનારા દેશહિતેચ્છુએ કંઈ પણુ જોખમ માથે લેવું ઘટે છે. અલબત જેથી સુધારો સિદ્ધિએ ન જાય, તેવું પગલું એકાએક ભરવાની જરૂર નથી; પરંતુ ઘણાં કાર્યો એવાં છે, કે જેથી હમેશને માટે નાતબહાર થવાની ધાસ્તી નથી, કે તેનું અનુકરણુ બીજા ન કરે એમ બનવાનું નથી. લોકોની નિંદાને લેખામાં ન લે, તોએ ઘણાં કામ થઈ શકે.

હરગોવિન્દદાસ

# ગુણીઅલ ગુણસુંદરી

(રત્નનગરીના રાજકુમારના શિક્ષક વિદ્યાચતુર અને તેની ગુણીઅલ પત્ની ગુણસુન્દરી ઉપર ઉગતી અવસ્થામાં જ કુટુંબભાર પડ્યો; હિંદુ ગૃહસંસારમાં સામાન્ય એવા અનેક કડવા મીઠા અનુભવ ગુણસુન્દરીને થયા. તેની નણંદ દુઃખબાનો પતિ સાહસરાય પરદેશમાં અથડાતો હતો અને તેની પુત્રી કુમારી પરણવા યોગ્ય થઈ હતી; ગુણસુન્દરીએ તેનાં લગ્ન કરી આપવાનું ધાર્યું, વિદ્યાચતુર સંમત થયો, ઘરમાં સર્વ રાજી થયાં, પણ વિદ્યાચતુરનો પિતા માનચતુર અકળાયો. પોતાનો ગુણી પુત્ર આ પ્રમાણે પારકી ચિન્તા વહોરે એ તેને ગમ્યું નહિ. ગુણસુન્દરીએ ચતુરાઈથી ડોસાની સંમતિ લઈ લીધી અને કુમારીનાં લગ્ન થયાં.)

લગ્નની પૂર્ણાહુતિ પછી કેટલેક દિવસે લોકો વિદ્યાચતુર પાસે આંકડા લઈ આવવા લાગ્યા, અને ગુણસુન્દરી તેમ જ માનચતુર બંને જણે તે વાત સરતબહાર થવા ન દીધી. એક જણ આંકડો આપી પાછો ગયો કે તરત ગુણસુન્દરી મેડી પર ચડી અને વિદ્યાચતુરને પૂછવા લાગી કે તમે શો બેત ધાર્યો? વિદ્યાચતુર હસવા લાગ્યો અને બોલ્યોઃ "એ તો તમારે વિચારવાનું છે, મને શું પૂછો છો?"

ગુણસુંદરી મેડીએ ચડી ત્યાંથી માનચતુર ચેતી ગયો કે આ માણસ આંકડો આપી ગયો તેની વાતચીત થતી હશે, આથી પોતે પણ ઊઠયો, અને કોઈ દિવસ દીકરાવહુની વાત સાંભળવા ઉભો રહેતો નહોતો તે આજ દાદર નીચે જિજ્ઞાસાથી ઉભો રહી, ઉત્કંઠિત[1] થઈ, કાન માંડી, ઉપર થતી વાતો સાંભળવા લાગ્યો.

[1] કંઠ ઉંચો કરી, ડોક ઉંચી કરી, ઉત્કંઠા રાખી.

વિદ્યાચતુરનો પ્રશ્ન માનચતુરને બહુ નવાઈ ભરેલો લાગ્યો, સમજાયો નહિ. એટલામાં ગુણસુન્દરીએ વિદ્યાચતુરને ઉત્તર દીધો.

"મારા વહાલા, આજ તો તમે બરાબર બોલ્યા. કુમારીનું લગ્ન થયું એ મોટા ઉત્સાહની વાત. દુઃખીઆ બહેનને નીરાંત થઈ અને મારૂં વચન પળે એટલે મને પણ નીરાંત થાય. ધન્ય ભાગ્ય મારૂં કે મારા પલ્લાનો આ પ્રસંગે ઉપયોગ થશે."

માનચતુર નીચે ઉભો હતો તેણે પોતાની છાતી પર હાથ મૂકયો, હડપચી પર મૂકયો, અને અંતે તર્જની બેવડી કરી તેની બેવડમાં પોતાનો નીચલો હોઠ પકડયોઃ "શું આ ખરચ ગુણસુન્દરીના પલ્લામાંથી નીકળે છે?"

એટલામાં વિદ્યાચતુરનો ચિંતાતુર જેવો સ્વર સંભળાયોઃ "એ તો ધન્ય ભાગ્ય કહો કે હીન ભાગ્ય કહો; મારી પાસે અત્યારે રોકડ નથી; તમારી હિંમત ઉપર અને તમારા કહ્યા ઉપરથી આ ખરચ માથે લીધું છે."

માનચતુરે હોઠ કરડયો, હાથ વીંઝયો, અને પગ પછાડયોઃ "ધિક્કાર છે આ દીકરાને કે વહુનું પલ્લું લેવા ઉભો થયો છે; અરેરે! મારે કર્મે એકે દીકરો પરાક્રમી ન ઊઠયો! આ દીકરાની બાબતમાં પણ હું છેતરાયો! મારૂં કુટુંબ એક આ વહુથી ઉજળું છે, બાકી બીજાં બધાં કુટુંબબોળું! અલ્યા પલ્લું!"

ગુણસુંદરીનો સ્વર સંભળાતાં આ ક્રોધમાં વિઘ્ન પડયુંઃ "આપ મને કંઈ તમે કહીને બોલાવો છો અને આમ નરમ થઈને બોલો છો તે કંઈ નવાઈની વાત લાગે છે."

વિદ્યાચતુરે જરીક મોં મલકાવ્યું. "ના, એ તો અમસ્તું. પણ જો હું શું કરૂં? લોકની પાસે ઉધારે રકમ માગવા જઈએ અને કોઈ હા ના કહે એટલે આપણી પ્રતિષ્ઠા કોડીની થઈ જાય. આજ સુધી મેં કોઈની પાસે કાંઈ માગ્યું નથી."

"ત્યારે તેમાં શું થઈ ગયું જે ? આજ તો રાત પડવા આવી છે, પણ કાલ હું દાગીના આપું તે વેચી આવો એટલે વગર માગ્યે અને વગર સપાડે બધી રકમ ઉભી થશે."

"શરીર ઉપરથી દાગીના ઉતરશે તે જગત જાણશે ને આપણી સાખ કોડીની થઈ જશે."

"સારે કામે અલંકાર ઉતરશે તેનું પુણ્ય તમને છે. અને એ પુણ્યે આથી સોગણા અલંકાર પહેરાવવાનો કાળ આવશે. બહેનને સારું આપણે અલંકાર ઉતારીશું તો આપણી પ્રતિષ્ઠા કોડીની મટી કોટિ-લક્ષની થશે."

"પણ વેચવા જઈશું તો સોના સાઠ ઉપજશે."

"એટલી ખોટ ઈશ્વર પુરી રહેશે."

"વ્યવહારની વાતમાં યે ઈશ્વર આપી રહેશે કહી કામ કરવું, એ ડહાપણ નહિ."

ગુણસુન્દરી હસી પડી. "ત્યારે તો નકામી જ વાતોમાં ઈશ્વરને ફોસલાવવાના કે ?"

વિદ્યાચતુર હાર્યો. "ના, પણ મને લાગે છે કે સૌ દાગીના ગીરો મૂકીએ."

"એમ કરો ત્યારે."

"પણ આ કામ જ કંઈ કરવા જેવું નથી."

"કેમ ?"

"જગતમાં મૂર્ખ ઠરીશું."

"જગત જખ મારે છે. આપણે ક્યાં યશને વાસ્તે કરીએ છીએ ?"

"પણ ઘરમાં કોઈને ખબર પડી તો આ કામ કરવા નહિ દે."

"એ વાતની ચિંતા ન કરવી, સૌ થઈ રહ્યા પછી જ જાણશે."

"પણ તમારા અલંકાર ઉતારવા એ મારો ધર્મ નહિ. હું બીજો ગમે તે રસ્તો કહાડીશ."

"શું તમે મને તમારાથી જુદી ગણી ?" દયામણું મોં કરી ગુણસુંદરીએ પૂછયું.

વિદ્યાચતુર ઉભો થઈ બોલ્યોઃ "ના, ના, જુદી તો શું ? પણ જોઈશું." તે કપડાં પહેરવા લાગ્યો.

ગુણસુંદરીએ બેઠાં બેઠાં તેનો હાથ ઝાલી ઉભો રાખ્યો અને બોલી; "ત્યારે જુદી નહિ તો આ બીજાું શું !"

હાથ છુટો કરી અંગરખું પહેરતો પહેરતો વિદ્યાચતુર બોલ્યોઃ "ના, ના, એવા શા કુતર્ક કરે છે; હવણાં તો જરા દરબારમાં જઈ આવું છું. સૌ થઈ રહેશે–વખત આવ્યે."

ગુણસુંદરી ઉભી થઈ, પાઘડી લઈ આવી; અને તે પતિને માથે મૂકતી મૂકતી બોલીઃ "વખત બખત કંઈ આવવાનો નથી. સૌ વાત કાલ કરવાની છે. તમારે ચાલવાનું નથી."

"જોઈશું, જોઈશું." વિદ્યાચતુર દાદર ઉપર ઉતરવા લાગ્યો. ગુણસુંદરી તેના અંગરખાની ચાળ ઝાલી રહી અને ઉતરતો અટકાવ્યો.

"ના, તે "જોઈશું જોઇશું" નહિ. મારા સમ ખાવ."

"મૂક, મૂક, નીચે વડીલ ઉભા છે તે જોશે. ગુણસુંદરીએ અંગરખું મૂકયું અને મૂકતાં મૂકતાં બોલીઃ "ઠીક, હવણાં તો જાવ છો–પણ આખરે મારૂં જ ધાર્યું કરીશ. હજી એક રાતનો આંતરો છે."

વિદ્યાચતુર દાદર પર ઉતરવા લાગ્યો. જતાં જતાં મનમાં બોલ્યોઃ "ઇશ્વિરની કૃપા વિના સત્સ્ત્રી કયાંથી મળે ? સત્સ્ત્રી હોય પણ આવી કુટુંબવત્સલ અને સત્કર્મમાં આમ ધાર્યું કરનારી તે તો દુર્લભ જ ! ગુણીઅલ ! તારા મનોરથ ઉંચા અને પરોપકારી છે, એ મનોરથ પાર પાડવામાં તારો આગ્રહ અને તારૂં બળ અમને સૌને હરાવે છે !" "તું ધાર્યું કરનારી–તું સૌને તારા ગુણથી અને બુદ્ધિથી અને કર્મથી સૌને જીતનારી–તે મને મળી–માટે જ મારા ઉપર ઇશ્વિરની કૃપા છે. દ્રવ્ય કરતાં, રાજપદવી કરતાં, તારા રૂપી રત્નના ધણીને અભિમાન કેમ ન ચડવું જોઈએ ?

# શૂરો માનચતુર

( રત્નનગરીના પ્રધાન વિદ્યાચતુરની પુત્રી કુમુદસુન્દરી સાસરેથી પીયર આવવા નીકળે છે, રસ્તામાં તેને બહારવટીઆઓ લૂંટે એવો સંભવ હોવાના સમાચાર પ્રધાનકુટુંબને મળે છે. એટલે વિદ્યાચતુરનો વૃદ્ધ પિતા માનચતુર કુમુદસુન્દરીના રક્ષણ માટે જવા તૈયાર થાય છે. ચન્દ્રકાન્ત મુંબઈથી આવેલા મહેમાન છે. )

"ના, ના, વડીલ, તમારે એ જોખમમાં પડવાનું નહિ. વૃદ્ધ શરીર અને આપણો ધંધો નહિ !" ગુણસુંદરી બોલી ઊઠી.

ડોસો હસ્યો. "વારુ, ગુણસુંદરી, ડોસાને પણ જુવો તો ખરાં ! તમારો તો જન્મ પણ નહોતો અને આ બધા દેશમાં સાહેબ લોક નવા આવતા હતા તે વખત તમારો વડીલ તરવાર બાંધી રજપુતો ભેગો દોડતો હતો. શું કુમુદને માથે હરકત આવે ને હું જોઈ રહું ? જો એમ થાય તો મારો અવતાર નિષ્ફળ જ. જો હરભમ, હું અને અબદુલ્લો અમારી તુકડી લઈ અત્યારે નીકળીશું ને સુભદ્રા ઓળંગી આગળ ચાલ્યા જઈશું તે જ્યારે કુમુદ મળશે ત્યારે અટકીશું અને એને લઈ આવીશું. એની સાથે પણ માણસો હશે તેને સાવધાન કરી આગળ પાછળ ચાલીશું. જાવ, મુખી અને હરભમ, તમે કહ્યા પ્રમાણે તૈયારી કરી પલકારામાં પાછા આવો; અને ગુણસુન્દરી, તમે જરા મારાં જુનાં કપડાંમાંથી પાયજામો કઢાવો અને બીજાં કપડાં કહું તે કઢાવો. ફતેહસંગ, તું મારે સારુ તમારા બધાંમાંથી કોઈની તરવાર સારી જોઈને લાવ, બંધુક પણ લાવજે, અને......"

ડોસો વધારે બોલવા માંડે છે એટલામાં તો સર્વ શૂરમંડળ તેના હુકમનો અમલ કરવા વેરાઈ ગયું.

સ્ત્રીમંડળ ડોસાનાં કપડાં લેવા ગયું. જુના કાળમાં જ્યારે અંગ્રેજી રાજ્યનો અમલ બેઠો ન હતો અને બધો દેશ લુટારા લોકના ત્રાસથી બારે માસ હથિયારથી સજ્જ રહેતો હતો, જ્યારે બ્રાહ્મણોને અને સ્ત્રીઓને પણ પોતાનું રક્ષણ કરવા જેટલી તત્પરતા રાખવી પડતી હતી, તેવા ભયંકર સમયમાં જેની જુવાનીનો મુખ્ય ભાગ ગયો હતો તે માનચતુર હથિયારના ઉપયોગમાં પાવરધા હતો, અને તેના હાથને એવી રીતે કસાવાના પ્રસંગ પણ ઘણા મળ્યા હતા. નાનાસાહેબના બંડ પછી દેશ અશસ્ત્ર થયો છતાં, સશસ્ત્ર અવસ્થાનું શૂરાતન, બળ અને આવડ માનચતુરમાંથી અદૃશ્ય થયાં ન હતાં, અને ઘણે વર્ષે પ્રસંગ આવ્યે સુતેલો સિંહ જાગ્યા પછી પણ સિંહ જ હોય છે તેમ માનચતુર આજ શૂરજનની ઉશ્કેરાયલી અવસ્થા અનુભવવા લાગ્યો.

"ચન્દ્રકાંત, તમે તો ઘેર જ રહેજો—બધી સ્ત્રીઓનું રક્ષણ થશે તે ભેગું તમારૂં પણ થશે. ખમા અંગ્રેજ બહાદુરને કે હથિયાર લઈ લીધાં અને સ્ત્રીઓની તેમ જ તમારા જેવા પુરુષોની સૌ ચિંતા ઉપાડી લીધી!"

પોતાની ચિંતામાં પડેલો ચન્દ્રકાન્ત આ વાક્યથી સાવધાન થયો, આભો બન્યો, અને દેશને અશસ્ત્ર કરનાર ધારાના વિચારમાં પડી સરકાર ઉપર મનમાં ખીજવાયો.

માનચતુર બોલ્યો. "મુંઝાશો નહિ; આ ઉતાવળને પ્રસંગે વાદ-વિવાદ કરવાનો નથી, તમથી કાંઈ અમારી સાથે નીપજે એમ નથી. કાયદાની તકરારો બહારવટીયા સાંભળે એમ નથી. હું તમને બંધુક આપું પણ દારૂગોળાને ઠેકાણે કાંઈ તેમાં ચોપડીઓ ભરાય એવું નથી. મને વાત કરવા વખત નથી, હું હથિયાર બાંધી જાઉં છું. પાછો આવું એટલામાં આ વાત ઉપર એક નિબંધ લખી કહાડજો.

ગોવર્ધનરામ

# પ્રસન્ન પ્રકૃતિ

આપણા જીવિતને સુખવાળું કરવું કે દુઃખવાળું એ જેટલું આપણા પોતાના ઉપર આધાર રાખે છે એટલું બીજાંના ઉપર નથી રાખતું. ઘણાંક માણસનો સ્વભાવ જ એવો હોય છે કે તે કોઈપણ મંડળીમાં આવી મળે કે તે મંડળીને આનંદમય કરી નાંખે. તે ત્યાં ન હોય ત્યારે તેમની ખોટ સર્વને લાગે. એથી ઉલટી રીતે કેટલાંક માણસ એવાં જ હોય છે કે જ્યાં જાય ત્યાં કોઈને કાંઈ કલેશ ઉપજાવ્યા વિના રહે નહિ, ને તેમના જવાથી સર્વને સંતોષ થાય. આવું થવાનું કારણ માત્ર એટલું જ છે કે તે માણસો પોતે જેવા સ્વભાવનાં હોય તેવું જ તેમને બધું મળી આવે છે; એટલે કે તે પોતે પોતાને જોઇએ તેવું બનાવી લે છે,

પ્રસન્નતા એ મોટો ગુણ છે, પણ તે કોઈ એકાદ મૂળ ગુણ નથી. ઘણાંક કારણો કે ઘણાક ગુણો ભેગા થવાથી જે પરિણામ આવે છે તેને પ્રસન્નતા કહે છે. પ્રસન્નતા એટલે આપણી જે સ્થિતિ હોય તેનાથી સંતોષ પામી સુખી થવાની વૃત્તિ, આવું જે થવું તે સંતોષ, ધૈર્ય, શાન્તિ આદિ અનેક શુભ ગુણોના બલથી જ થાય છે; એની મેળે થઈ શકતું નથી. જે સર્વ સ્થલે અને સર્વ સમયે સંતોષથી રહે છે તે નિત્ય પ્રસન્ન રહે છે. એટલી વાત આપણે કદાપિ વીસરી જવી ન જોઈએ કે આ જગતમાં આપણને જે પ્રાપ્ત થાય છે તે આપણી ઇચ્છા પ્રમાણે થતું નથી, એટલે શ્રમ કર્યા જવો પણ જે ફલ થાય તેથી નિરંતર સંતોષ રાખી પ્રસન્ન રહેવું. આ વાત નઠારી છે, ફલાણું હલકું છે, અમુક મને ગમતું નથી, એમ આપણે આપણી પોતાની સ્થિતિ વિષે જ જ્યારે બડબડાટ કર્યા કરીએ છીએ; ત્યારે

આપણને કદી પણ નીરાંત વળતી નથી, ને સુખે રોટલો આપણાથી ખવાતો નથી. જેટલું ને જેવું જોઈએ તેવું જગતમાં મોટા રાજાને પણ મળેલું નથી કે મળતું નથી, તો આપણે એવી વિના કારણ પીડા શામાટે વહોરવી ?

દુઃખને સમયે હરબડી જતા પહેલાં વધારે દુઃખી લોકોએ જે ધીરજ રાખી હોય તે સંભારવી, અને સુખની વખતે ફુલાઈ જતાં પહેલાં સુખી છતાં દુઃખી થએલાંને સ્મરણમાં લાવવાં. એમ સંતોષ ઉપર મનને ચોટાડવું, એમ થવાથી અંતઃકરણ સર્વદા પ્રસન્ન રહેશે, સર્વત્ર પ્રસન્નતાજ દેખાશે, અને બધે પ્રસન્નતા પેદા કરવાનું કારણ થઈ શકાશે.

જેનામાં પ્રસન્નતા નથી તે જ માણસ 'દુઃખી છે. પ્રસન્નતાનો એટલો બધો ચમત્કાર છે કે તેનાથી ઘણાક રોગ થતા અટકે છે, કે થયા હોય તે ઓછા થાય છે. એટલે અપ્રસન્ન માણસ મનમાં જ દુઃખી રહે છે કે કલેશ પામે છે એટલું જ નહિ, પણ તેનું શરીર પણ નઠારૂં થઈ જાય છે. વળી અપ્રસન્નતા અનેક દુર્ગુણનાં પણ બીજ રોપે છે. જે માણસ બહુ અસંતોષી અને અપ્રસન્ન છે તેનામાં ઈર્ષ્યા અને લોભ એ બે મહા દુર્ગુણો પ્રવેશ કરે છે. જે લોકો પોતાનાં કરતાં પ્રસન્ન અને સુખી હશે, તેની તેમને ઈર્ષ્યા થશે; અને ગમે તે રીતે પણ પ્રાપ્તિ કરવાની ઇચ્છા થવા રૂપી તેમને લોભ પેદા થશે. ઈર્ષ્યા અને લોભથી માણસો જે કુકર્મ કરે છે, ને જે દુઃખ જાતે વેઠે છે, તથા સર્વદા પીડાય છે, તેનાં દૃષ્ટાંત આપણે નિત્ય દેખીએ છીએ. એક કુકર્મ બીજાં દશ કરાવે છે, કેમકે તે વિના પ્રથમનું કુકર્મ ઢંકાતું નથી, પણ પરિણામે બધાં એ છતાં થાય છે, ને અનંત પીડા પેદા કરે છે. અપ્રસન્નતાની ટેવમાંથી અનેક અનર્થ ઉપજે છે, માટે સર્વદા પ્રસન્ન રહેવાનો જ પ્રયત્ન કરવો.

કોઈ માણસોની પ્રકૃતિ જ એવી હોય છે કે તે બોલતાંમાં જ ચીડી પડે છે, સહજમાં માઠું લગાડી બેસે છે, ને એમ કોઈ રીતે નીરાંત વાળી બેસતાં નથી. સ્પષ્ટ રીતે આપણા ઉપર આવે તેવાં જે વચન હોય તે વિના શક ભરેલા વ્યંગ્ય આપણે માથે ખેંચી લઈ અપ્રસન્નતા વધારવાની કશી અપેક્ષા નથી. એનાથી આપણને કે કોઈને કશો લાભ નથી. આપણે આપણી જાતથી જો પ્રસન્ન હોઈએ તો બીજાંને કાંઈ કહેવાનો સમય જ આવે નહિ; અને એવો આપણને નિશ્ચય હોય તો બીજાની સાથે શંકા ઉપરથી વિરોધ કરીને અપ્રસન્નતાનો ક્લેશ વહોરવો નહિ. આમ કરવાની ટેવ હોય એ ખોટી છતાં પણ કાંઈક કારણવાળી ગણાય; પરંતુ કેટલાંકને તો એવી નઠારી ટેવ હોય છે કે તે એક સામાન્ય વિનંતિ કે ઉપકાર પણ પ્રસન્નતાથી કરી શકતાં નથી. આજ્ઞા કરવાને જ જાણે તે અવતર્યા હોય, સામા માણસનાં મન દુભાવવાનો જ તેમનો ધંધો હોય, બીજાંની દરકાર ન કરવી એ જ તેમનો હક હોય, તેમ તેવાં માણસ નિરંતર વર્તે છે. જેને મિજાજ કહેવાય છે તેવા મિજાજવાળાં માણસ ઘણું કરીને આવાં જ હોય છે, તેમને પોતાની જાતનો એટલો મોટો વિચાર હોય છે કે તેમના મનમાં બીજાંને માટેના વિચારને એક તલપૂર પણ સ્થાન મળી શકતું નથી. તેમને બધી વાત નાની નાની લાગે છે, તેમને જે માન મળે તે પણ પોતાને યોગ્ય હતું તે કરતાં ઓછું છે એમ લાગે છે. આવું થવાથી તેવાં માણસ નિરંતર અપ્રસન્ન રહે છે, તેમને કશું ગમતું નથી. તેમને બધી વાતોમાં કાંઈને કાંઈ ખામી જણાય છે, ને એમ તે જ્યાં જાય ત્યાં ક્લેશ પેદા કરવાનું કારણ થઈ પડે છે. ઘરમાં સ્ત્રી પુરૂષ છોકરાં છૈયાં જાણે કોઈ વાઘ આગળ ઊભાં હોય તેમ તેના આગળ ફરે છે; બહાર લોકમાત્ર તેનાથી દૂર રહી ચાલ્યા જાય છે. એટલું છતાં પણ તેને કોઈ ઠેકાણે પ્રસન્ન થવા જેવું જણાતું નથી. આવાં માણસને સર્વે ધિક્કારે છે, તેમનું એક પણ કામ સારૂં થતું નથી, અને તેમને પોતાને પણ અત્યંત ક્લેશ થાય છે. એ બધાનું કારણ શું? માત્ર અપ્રસન્નતા.

ઘણાક એમ જાણે છે કે એવો મિજાજ રાખવો એ ઉચ્ચ કુલની નિશાની છે, અધિકારની નિશાની છે, કે કોઈ ઉત્તમ યોગ્યતાનું ચિહ્ન છે. પણ ખરી વાત તો એવી છે કે જે કુલવાન છે, જે ખરા અધિકાર યોગ્ય છે, કે જેનામાં કોઈ ઉત્તમ ગુણ છે, તે તો સાળ જેવાં નમ્ર હોય છે, સર્વત્ર પ્રસન્ન હોય છે, અને કોઈને ક્લેશ કરાવવામાં કે દુભાવવામાં પોતાની નીચતા સમજે છે.

---

# પ્રવૃત્તિ

એક બીજો વિચાર પણ લોકમાં ચાલે છે. અમુક ધંધો જ સારો અને અમુક નહિ સારો, એમ લોક સમજે છે. પણ હવણાં જ આપણે કહી ગયા કે સારી પ્રવૃત્તિ અથવા ઉદ્યોગ એ જ સારાપણાનું લક્ષણ છે. તે ઉદ્યોગનું ફળ શું થાય છે, અથવા થાય છે કે નહિ તે વિચારવાનું નથી. વિદ્યા અને અર્થ એ બે હેતુ લક્ષમાં રાખી, ધર્મબુદ્ધિએ વર્તી જે મનુષ્ય અટક્યા વિના પ્રવૃત્તિ કર્યાં જાય છે, તે ઉત્તમમાં ઉત્તમ છે, તેને સર્વ પ્રકારનું માન ઘટે છે, ને તે પણ તેના ઉદ્યેગનું ધારેલું ફલ આવતું હોય કે ના આવતું હોય તથાપિ; જગતમાં આપણે જે સ્થિતિમાં હોઈએ તે સ્થિતિ કાંઈ આપણે જાતે લીધી નથી, એ તો એક નાટકના વેષ જેવું છે. આપણું કામ એ નથી કે આપણો વેષ અમુક જાતનો શા માટે છે તેની કુથલી કરવી, પણ આપણું કામ એટલું જ છે કે જેવો વેષ આપણે ભાગ આવ્યો હોય તેવો યથાર્થ ભજવવો. તે યથાર્થ ભજવાય એટલામાં જ આપણને માન છે, આપણા જીવ્યાનું સાર્થક્ય છે, કામ કરવાથી શરીર દઢ થાય છે, મનના ઘણાક ઉત્તમ ગુણો ખીલી નીકળે છે, તો કામને કોઈએ કદી પણ હલકું ગણવું. નહિ.

એક વખત મહાન નેપોલિયન કોઈ અતિકુલીન સ્ત્રી સાથે ફરતો હતો તેવામાં એક મજુર માથે ભાર લઈ દોડતો સામે આવ્યો. પેલી સ્ત્રીએ દૂર રહે દૂર રહે એમ કહ્યું, પણ નેપોલિયને કહ્યું કે “ બાઈ ! આપણે જ ખસો. કાંઈ નહિ તો એને માથે જે ભાર છે તેને માન આપવું જોઈએ.” આટલી બધી પ્રતિષ્ઠા, ઉદ્યોગ, શ્રમ, તેને છે. આપણાં બૈરાં પોતાનાં છોકરાં બીજાને સોંપવામાં, કુવે તળાવથી પાણી

ન લાવવામાં, દળણું ખાંડણું ન કરવામાં, રસોઈ ન રાંધવામાં, ને વાસણ પુંજો વગેરે ઘરકામ ન કરવામાં કુલીનતા સમજતાં હોય તો તે તેમની ભૂલ છે. જેમ શરીર કસાશે, ને મનને કામ કરવાની છૂટ આવશે, તેમ સર્વ પ્રકારનું સુખ પેદા થશે; નવરાં બેઠાં નખોદ વાળવાનો સમય નહિ મળે, ને સુખી થવાશે. મોટાં નગરમાં જ્યાં બૈરાં નવરાં બેસી રહે છે, ને બધું કામ ચાકરોને હાથે લે છે, ત્યાં જઈને જુઓ. ત્યાં સ્ત્રીઓનાં શરીર ફીકાં નબળાં, ને તેમના સ્વભાવ ચીડીઆ અને કંગાલ જણાશે. આનું કારણ માત્ર પ્રવૃત્તિનો અભાવ એટલું જ છે. માટે સર્વદા કાંઈ પણ પ્રકારના કામથી અપ્રતિષ્ઠા સમજવી નહિ. પોતે જે ઠામે હોઈએ તે ઠામે આપણું જે કામ હોય તે સારામાં સારી રીતે કરવું એમાં જ પ્રતિષ્ઠા ને કલ્યાણ જાણવાં.

ઘણાકને આરામ ભોગવવાનું બહુ મન હોય છે, પણ કામ કર્યા પછી આરામ જેવો મીઠો લાગે છે તેવો અમથો આરામ લાગતો નથી. કામ કરી રહ્યાં અને પાછું કરવાનું છે, એ બે સમયની વચમાં જે આરામ હોય તે જ અતિ સ્વાદથી ભોગવાય છે. જેને નિરંતર આરામ છે તે જ ઘેર ઘેર રખડે છે, જુઠાં સાચાં ગપ્પાં કે નિંદામાં સમય ગાળે છે, ને કશું કામ ન હોવાથી તેને દિવસ બહુ લાંબો લાગે છે, એટલે પોતાની જાત ઉપર અકળાય છે. એવાં માણસ કશાથી સંતોષ પામતાં નથી, તેમને કશું ગમતું નથી. સુખ આપનારો આરામ એ જ છે કે જેની આગળ અને પાછળ કામ હોય. ત્યારે રાત દિવસ કામ કામ ને કામ; શરીરનું કામ મનનું કામ એમ તે ક્યારે નવરાં પડાય ? એમાં તો મરી જવાય ! એવું પણ કેટલાંક વારંવાર બોલે છે. આનું ઉત્તર એટલું જ છે કે આજસુધી કોઈપણ માણસ નિયમિત રીતે ઉદ્યોગ કરવાથી મરી ગયું નથી, પણ કેવળ ઉદ્યોગ ન કરવાથી, એટલે આળસથી તો ઘણાં મરી ગયાં છે. અનિયમિત આહાર કરવાથી તેમજ ઊંઘવા જાગવાથી, અને એવાં જ બીજાં કારણથી તો ઘણાં મરે છે.

મણિલાલ

# દર્પણદર્શીઓ

(કનકપુરના વૃદ્ધ મહારાજા પર્વતરાયને જુવાન બનવાની તીવ્ર ઇચ્છા છે એ વાત જાણી કનકપુર પાસે આવેલી કિસલવાડીની માલણ જાલકાએ તેમને જુવાન બનાવવાનું માથે લીધું. તેના પ્રથમ ઉપચારની ખાતરી કરવા અંધારી રાત્રે મહારાજા વાડીમાં આવતા હતા, ત્યાં તેને કોઈ નિશાચર પ્રાણી ધારી જાલકાના પુત્ર રાઈએ બાણથી વીંધી નાખ્યા. જાલકાએ વાત ફેલાવી કે મહારાજા યૌવન મેળવવા માટે પરદેશી વૈદ્ય જોડે ભોંયરામાં રહ્યા છે. ત્યાં એકાંતમાં છ માસ સુધી ઔષધનું સેવન કરવાથી તેમને એવું તો યૌવન આવશે કે ઓળખવા પણ અઘરા પડશે. મંડળેશ્વર દુર્ગેશ અને તેના નામહીન મિત્ર તરીકે રહેતો રાઈ લોકોનો મહારાજા વિષે શો વિચાર છે તે જાણવા વેષબદલો કરી રાત્રે નગરચર્યા જોવા નીકળે છે.)

સ્થળ, કનકપુરનો મહોલ્લો

[બદલેલે વેષે રાઈ પ્રવેશ કરે છે.]

રાઈ (સ્વગત)—અત્યારે હું જગદીપ નથી, રાઈ નથી, પર્વતરાય નથી, દુર્ગેશનો નામહીન મિત્ર નથી, પણ વળી, પાંચમા વેષે નગરમાં નીકળ્યો છું. મારું પોતાનું કાંઈ ખરું સ્વરૂપ છે કે હું માત્ર જુદા જુદા વેષનો જ બનેલો છું એ વિશે મને શંકા થવા માંડી છે.

(ઉપજાતિ)

પ્રયોગ પૂરો કરિ નાટ્ય અંતે,
સ્વરૂપ સાચું નટ પાછું ધારે;
શું જન્મથી મૃત્યુ સુધી જ મારે,
નવા નવા વેષ સદૈવ લેવા?

પરંતુ, જનસમાજની સેવા ઉઠાવનારે કોઈ કાળે પણ વેષ મૂકી દેવાનો ખ્યાલ શા માટે કરવો? સેવકને છુટી હોતી જ નથી.

(ધનાક્ષરી)

. ઘરમાં અને બહાર, ઊંઘતાં અને જાગતાં,
ખાતાં પીતાં ને ચાલતાં સેવક તે સેવક છે;
કદી તે ભંડારી થાય, કદી થાય નાણાવટી,
કદી લડવૈયો થાય, વેષ એવા અનેક લે;
કચરાનો વાળનાર, રાજગાદી બેસનાર,
બને એવી નિરંતર સ્વામી કેરી સેવા કરે;
સ્વામીને માટે શ્વાસ લે, સ્વામીને માટે વેષ લે.
સેવામાંહે વિશ્રાન્તિની ક્ષણે તેને ક્યાંથી મળે?

આ દુર્ગેશ પણ ગુપ્ત વેષે આવી પહોંચ્યો. ( દુર્ગેશ અને એક છોકરો એ ઘડા અને કટોરા લઈ પ્રવેશ કરે છે.)

રાઈ—આ છોકરો કોણ છે?

દુર્ગેશ—એ મારૂં વિશ્વાસુ માણસ છે. યોજના એવી કરી છે કે આપણે નગરમાં શેરડીનો રસ વેચવા નીકળવું. આ નગરમાં એવો રિવાજ છે કે પહેલી રાત્રે લોકો ઘરને આંગણે બેસી શેરડીનો રસ પીએ છે. એ રીતે, રસ પાતાં આપણે લોકો સાથે ભળી શકીશું. આપણે એ રસનો આ એકેક ઘડો લઈશું, અને આ છોકરો રસ ભરીને આપવાના કટોરા લેશે. (એ પ્રમાણે ઘડા અને કટોરા લઈ સર્વે આગળ વધે છે. )

રાઈ—સામેથી પેલો બાવો આવે છે તેની પહેલી બહોણી કરીએ.

(બાવો પ્રવેશ કરે છે.)

રાઈ—બાવાજી! જે સીતારામ!

બાવો—જે સીતારામ. બચ્ચા, યે બરતનમેં ક્યા હૈ?

રાઈ—શેરડીનો રસ છે. બાવાજી, પીશો?

બાવો—મુફત પીલાયગા તો પીઈંગે.

દુર્ગેશ—બાવાજી, મફત પાઇએ તો હમે રોટલા ક્યાંથી ખાઈએ ?

બાવો—સારા નગર ઐસા હયે. હમ દાતાર ઢુંઢનેકું આયે તો લોક હમારે પાસસેં દામ મંગતે હયે. હમ રુદ્રનાથકે દરસનકે લીએ આયે તો મંદિરકે દ્વાર રાતદિન બંધ હયે. હમ બુઢ્ઢે રાજાકું દેખનેકું આયે તો વો જુવાન હો જાતા હયે. ભાઈ, હમ તો ઇધાં નહિ રહીંગે. કનકપુરમેં અલખ જગાના યે નકમ્મા હયે.

(બાવો જાય છે.)

રાઈ—બાવાજીની ચાસણીએ કનકપુરમાં સોનું નીકળ્યું નહિ.

દુર્ગેશ—બાવાના ઉદ્દગાર તે લોકવાણી કહેવાય નહિં. વેરાગીથી સંસારની ખરી તુલના થઈ શકતી નથી.

રાઈ—ગાતા ગાતા આ વિચિત્ર વેષે કોણ આવે છે ?

(શરીર ઉપર ઠેર ઠેર બાંધેલાં દર્પણોવાળા અને હાથમાં લીધેલાં દર્પણમાં મોં જોતા કેટલાક મનુષ્યો ગાતા ગાતા પ્રવેશ કરે છે.)

મનુષ્યો—

(લાવણી)

મુખ દેખ દર્પણે નિત્ય ઊઠતાં વ્હાણે;
મુખ દેખ દર્પણે નિત્ય બેસતાં ભાણે;
મુખ દેખ દર્પણે નિત્ય ચાલતાં વાટે;
મુખ દેખ દર્પણે નિત્ય તોળતાં હાટે;
મુખ દેખ દર્પણે નિત્ય બોલતાં વાણી;
મુખ દેખ દર્પણે નિત્ય સૂણતાં કહાણી;
નિજ રૂપ દર્પણે દેખી કાર્ય સહુ કરજે;
લઈ ઝાંખી આપની પ્હેલી અન્ય ભણી વળજે.

રાઈ—તમે સહુ કોણ છો ?

એક માણસ—(દર્પણમાં મોં જોઈને) અમે સહુ દર્પણ-સંપ્રદાયના છીએ.

રાઈ—એ વળી નવો સંપ્રદાય! પરંતુ, જે ભૂમિ પર હજારો સંપ્રદાયોના ડુંગરો પડેલા છે તે ભૂમિ એક નવા સંપ્રદાયના ભારથી નમી જવાની નથી.

બીજો માણસ—[દર્પણમાં મોં જોઈને] અમારો સંપ્રદાય ભારરૂપ નથી, અમે માણસોને દર્પણ દેખાડી તેમનો ઉદ્ધાર કરીએ છીએ, અને એ રીતે પૃથ્વીનો ભાર ઓછો કરીએ છીએ.

રાઈ—તમે આ નગરમાં ક્યારથી વસો છો?

પહેલો માણસ—(દર્પણમાં મોં જોઈને)—અમે નગરમાં હાલમાં જ આવ્યા છીએ. મહારાજ પર્વતરાયને ઘડપણ આવ્યું ત્યારે તેમણે રાજમહેલમાંનાં બધાં દર્પણ ફોડાવી નંખાવેલાં. હવે મહારાજ જુવાન થઈ પ્રકટ થાય ત્યારે દર્પણની પુનઃસ્થાપના કરવાની તેમને અરજ કરવા અમે આવ્યા છીએ.

રાઈ—મહેલમાં દર્પણો મુકાયાથી શો લાભ થશે?

બીજો માણસ—(દર્પણમાં મોં જોઈને)—ઘડપણના બદલામાં જુવાની લીધાથી સત્ત્વ વધ્યું કે ઘટયું તેનો મહારાજને ખ્યાલ આવશે, અને મહેલમાંના સર્વ જનો પોતાની ઘટતી કદર કરી મહારાજની ઘટતી કદર કરશે. લ્યો, તમે પણ મુખ જુઓ. (દર્પણ દેખાડે છે.)

દુર્ગેશ—અમે તો શેરડીનો રસ પાઈ નાણાંનું દર્શન કરવા નીકળ્યા છીએ.

બીજો માણસ—(દર્પણમાં મોં જોઈને)—અમારો ને તમારો જોગ નહિ ખાય. ચાલો, દર્પણદર્શીઓ!

(સહુ દર્પણમાં જોતા અને ઉપર પ્રમાણે ગાતા ચાલ્યા જાય છે.)

દુર્ગેશ—ભટકનારા રાહદારીઓનો મેળાપ કર્યો. હવે ચાલો, ઘરને આંગણે બેઠેલા પુરવાસીઓનો મેળાપ કરીએ. છોકરા, પોકાર કરવા માંડ.

છોકરો (હાથમાંના કટોરા ખખડાવી બૂમ પાડે છે)—કોઈ પીઓ રસ રસાલ! મિસરી માલ! દિલ ખુશાલ!

(સહુ જાય છે.) **રમણભાઈ**

# હાથીને પગે

( માળવાના રાજા મુંજે તેલંગણના તૈલપને અનેકવાર હરાવ્યો. પછી તે એક યુદ્ધમાં સ્થૂનરાજ ભિલ્લમના શૌર્યથી કેદ પકડાયો. વૈરથી બળી રહેલા તૈલપે મુંજનું માનભંગ કરવાના અનેક ઉપાયો કર્યા, છેવટે ભરદરબારમાં તેણે પોતાના પગ પખાળવાનું મુંજને કહ્યું. મુંજે તે ન માન્યું તેથી અને ગુપ્ત રીતે નાસી છૂટવાના પ્રયત્નો કરતાં પકડાયો તેથી તેને હાથીને પગે કરવાની આજ્ઞા કરવામાં આવી. મુંજની રીત-ભાત, રસિકતા આદિથી આકર્ષાઈ લોકો તેના પર મોહિત થઈ ગયા હતા. આથી જ તૈલપની પ્રજા મુંજ પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે. મૃણાલ તૈલપની બહેન છે. )

સાત દિવસ સુધી મુંજે ભિક્ષા માગી, ને પોતાનો દિગ્વિજય કર્યો. આખું ગામ તેની પાછળ ઘેલું થઈ ગયું; દરેક નર ને નારી તૈલપને શાપ આપવા લાગ્યાં, દરેક જણ મુંજ બચે તેવી બાધા લેવા બેઠાં.

પણ આ વખત તૈલપ છેતરાય તેમ નહોતો. મૃણાલ પર, મુંજ પર, મુંજની સાથે બોલે તેના પર સખત પહેરો રહેતો, અને શબ્દેશબ્દ તૈલપને કાને જતા. તૈલપને ધીમે ધીમે માલવરાજના ચમત્કારી વ્યક્તિત્વનું અને પોતાની કથળેલી બાજીનું ભાન આવતું ગયું; અને જેમ જેમ ભાન આવતું ગયું તેમ તેમ મુંજને મારી નાંખવાનો સંકલ્પ તે દૃઢ કરતો ગયો.

ઢંઢેરો પીટાવી તેણે જગતને જાહેર કર્યું કે સાતમે દિવસે સવારે પાપાચારી મુંજને, મૃણાલવતી પાસે છેલ્લી ભિક્ષા મંગાવી રહ્યા પછી, હાથીને પગે કચરવામાં આવશે; અને આ વિજય મહોત્સવમાં ભાગ લેવા તેણે આખા દેશને નિમંત્રણ આપ્યું.

આખો દેશ દિંગ થઈ ગયો. હજારો અંતરમાંથી રોષના, તિરસ્કારના ઉદ્દગારો બહાર પડયા, હજારો નયનોમાં આંસુ આવ્યાં, હજારો નિઃશ્વાસો આ અન્યાયની સામે મૂગો પોકાર કરી રહ્યા.

પણ તૈલપનો સંકલ્પ નિશ્ચલ હતો. સાતમે દિવસે આખો દેશ રાજભવનના આગળના ચોગાનમાં ભેગો થયો. ચારે તરફ, બારીઓમાં, છાપરે લોકોની ઠઠ મચી હતી.

રાજભવનના ઓટલા પર મૃણાલવતી મ્લાન, ગંભીર વદને ઉભી હતી. તેના કદરૂપા મોં પર પણ શોકે સૌંદર્યની છાયા નાખી હતી. તેની આંખો રડી રડી રાતીચોળ થઈ ગઈ હતી. અવારનવાર તેના હૈયામાંથી નિઃશ્વાસ નિકળતો હતો. જેનાથી લોકો ત્રાસતા તેને આજે દયાભીની નજરે જોઈ રહ્યા. મનમાં પણ તેનું આચરણ વખોડવાની કઠોરતા કોઈ સામાન્ય સ્ત્રીપુરુષ રાખી શકયું નહિ.

મૃણાલ પાસે ભિક્ષા મંગાવી મુંજને ક્ષુદ્રતાનો આકરામાં આકરો અનુભવ કરાવવો એવો તૈલપનો વિચાર હતો. મૃણાલ આ હેતુ સમજી અને પહેલાં તેમ કરવા ના પાડી. પણ તૈલપે તેને પળવાર પણ મુંજને મળવા દેવાની ના પાડી હતી. અને આ હૃદયભેદક શરત કબૂલ કર્યા સિવાય મુંજને મળવાની બીજી તક મળે એવી નહોતી. આખરે ત્હેણે કબુલ કર્યું. તેના સખત હૈયા માટે પણ આ આઘાતો અસહ્ય થઈ પડતા હતા,

મૃણાલની બાજુ પર રાણી જક્કલાદેવી ને કેટલીક સખીઓ ઉભી હતી. રાણીનું મુખ પણ ફિક્કું ને ચિંતાભર્યું હતું. સામે તૈલપ ઉભો હતો. તેના મુખ પર ક્રૂરતા ને નિશ્ચલતા હતી, તેની આંખોમાં દ્વેષ ને વિજયનો ઉલ્લાસ હતો. તે પોતાના કટ્ટા વેરી અને મા જેવી બહેનનો છેલ્લો, ચિત્તભેદક મેળાપ જોવા, એ બેની વેદના જોઈ આનંદ પામવા આતુર બની ઉભો હતો.

વચ્ચે ખુલ્લી રાખેલી જગ્યામાં એક મદોન્મત્ત ગજરાજ ડોલતો હતો. તેને નીશામાં ચકચૂર બનાવ્યો હતો. તેના પર એક અનુભવી

મહાવત બેસી મહા મુશ્કેલીએ તેને કાબુમાં રાખતો હતો. હાથી લાલ આંખો વડે નગરજનોને નિહાળી રહ્યો હતો, ને થોડી થોડી વારે સૂંઢ લંબાવી, અવાજ કરી પોતાનો ગુસ્સો જાહેર કરતો હતો. મુંજ કારાગૃહમાંથી નીકળીને આવ્યો. લોકોમાં શાન્તિ પ્રસરી રહી, અને બધા એકીટસે જોઈ રહ્યા.

ખંચાયા વિના, કોઈના કહ્યા વિના, તે સીધો મૃણાલ ઉભી હતી ત્યાં આવ્યો ને હસ્યો. તેનું હાસ્ય અત્યારે પણ સદાના જેવું મોહક હતું.

"કેમ! મૃણાલવતી!" ઘણે દિવસે પ્રિયતમાને મળ્યો હોય તેવો તેના અવાજમાં રણકાર હતો. મૃણાલ પહેલાં જવાબમાં હસી શકી નહિ, પણ તરત મુંજના મોહક હાસ્ય ને અવાજનો જાદુ તેના પર પ્રસર્યો, ને હસી મીઠું, ધીમું, મ્લાન વદને. તેની આંખો સ્નેહભીની થઈ. બન્નેની દૃષ્ટિ તેજસ્વી કરે એકમેકને આલિંગી રહી. બધા શ્વાસ ઘેરી જોઈ રહ્યા.

"હવે શાનું દાન આપશો?' રસિક પ્રણયી એકાન્તવાસમાં જેમ સુમધુરતાથી પૂછે તેમ પૃથ્વીવલ્લભે પૂછ્યું, "જે હતું તે તો ક્યારનું આપી દીધું."

મૃણાલવતી આ શબ્દો સાંભળી ઘેલી બની ગઈ. તેને રોમેરોમ પ્રણયમારુતનો ભયંકર સુસવાટ વાઈ રહ્યો. તે દુઃખ, સમય ને સ્થળ વીસરી ગઈ, માત્ર મોહાન્ધ નેત્રે હૃદયનાથની રસિક મૂર્તિ નિહાળી રહી.

"સુંદરી! ગભરાવાનું કારણ નથી. દુનિયા તો ભૂંડી ને અજ્ઞાન છે–ને રહેવાની, તમે તો તમારૂં જીવન સરસ કર્યું–ભલે દુનિયા ગમે તે કહે."

મૃણાલ ભાન ભૂલી ગઈ–તૈલપનું, નગરજનોનું, લોકલાજનું. ભિક્ષા આપવાનું પાત્ર હાથમાંથી ફેંકી દીધું, ને દોડી મુંજના બેડીવાળા પગે વળગી પડી.

"ક્ષમા કરો મહારાજ ! પૃથ્વીવલ્લભ મેં તમને જીવતા માર્યા" કહી મૃણાલે મુંજના પગની રજ માથા પર મૂકી.

"તમે ! મારૂં મૃત્યુ તો હું જન્મ્યો ત્યારનું નક્કી થયું હતું. તેમાં તમે શું કરી શકો ? ઊઠો."

આ જોઈ તૈલપ ઓટલા પરથી કૂદ્યો ને મૃણાલનો હાથ પકડી તેને છુટી પાડી. લોકોની ને સૈનિકોની આંખમાંથી આંસુ પડયાં.

"તૈલપ ! મારા પરનું વેર એ બાયડી પર કહાડયે શો ફાયદો ?"

"ચૂપ રહે ! ચાંડાલ."

"શા માટે હું રહું ?" હસીને મુંજે કહ્યું, "ચૂપ રહેવાનો વખત તો તારે છે, આ પળે મારો દિગ્વિજય પૂરો થયો."

ગુસ્સામાં, શું કહેવું તે ન સૂઝતાં તૈલપ મૂગો રહ્યો, મુંજે પોતાનું તેજસ્વી મુખ ચારે તરફ ફેરવ્યું, હસ્યો, ને બધા સાંભળે એમ કહ્યું.

"મૂર્ખ ! કાંઈ નજરે સૂઝે છે. અવન્તિના સિંહાસન પર સિંહ જેવો મારો ભોજ ગર્જે છે; સ્યૂન દેશમાં ભિલ્લમ મારૂં વેર વાળવા તલસે છે. તારી પ્રજા તારી નથી રહી, મારી બની છે. વિજય કોનો મારો કે તારો ?"

"હમણાં મારો હાથી તારો વિજય દેખાડશે" કહી તૈલપે મૃણાલને ઓટલા પર બેસાડી ને આગળ આવ્યો.

મુંજ ખડખડાટ હસ્યો.

"એમાં તારો વિજય કે મારો ? તું મને નમાવા માંગતો હતો; ને હું વગર નમ્યે જીવન પૂરૂં કરીશ. તું નીતિનો આડંબર ધારતો હતો; અત્યારે તેને છોડી રાજહત્યાનું પાપ વહોરે છે. વિજેતા કોણ હું કે તું ?"

મુંજનો અવાજ તિરસ્કારભર્યો તે મેદનીમાં ગાજી રહ્યો.

તૈલપે અકળામણમાં હોઠ કરડયા. તેની આંખમાંથી વિષભર્યાં કિરણો ફૂટયાં.

"સૈનિકો ! પકડો એને."

"શા માટે ? હું જ મારી મેળે ચાલ્યો." કહી ગજેન્દ્રસમો, ગૌરવભર્યાં ડગ ભરતો તે ગજરાજ તરફ ચાલ્યો.

બધા જોઈ રહ્યા—આંખો ફાડીને. બધાનો શ્વાસ રૂંધાઈ રહ્યો. મુંજ શાન્તિથી આગળ ચાલતો. પાછળ તૈલપ ને થોડા સૈનિકો આવતા.

પેલા હાથી આગળ આવી મુંજ ઊભો રહ્યો. ને તૈલપના હુકમથી સૈનિકોએ તેની બેડી કહાડી નાખી.

બેડીઓ છૂટી કે મુંજ ટટ્ટાર થઈ ઊભો રહ્યો. તેણે પોતાના કપાળ પર પડતા વાળ ઉંચા કર્યા; અને વિશાળ ભાલથી ઓપતું મુખ લોકો તરફ, મૃણાલ તરફ ફેરવ્યું. તેની આંખમાં નિડરતા હતી, પૃથિવીની વલ્લભંતા સૂચક તેજ હતું. તેના હોઠ પર મીઠું, ગૌરવભર્યું હાસ્ય હતું.

લોકોને કમકમાં આવ્યાં. કેટલાંક સ્ત્રીપુરુષો રડવા લાગ્યાં. મૃણાલ ગાંડાની માફક જોઈ રહી. સૈનિકો હોઠ પર હોઠ બીડો કર્તવ્ય-પરાયણ થઈ રહ્યા.

"તૈલપ" નિરાંતે મુંજે કહ્યું "જો મારૂં મૃત્યુ આખરે તો પૃથ્વીવલ્લભને શોભે એવું જ રચાયું."

તૈલપ નિશ્ચલ હોઠે,—ક્રૂરતા ભર્યો ઊભો હતો. તેના હૃદયમાં નિરાશા પ્રસરતી હતી. તેને લાગતું હતું કે મરતાં મરતાં પણ મુંજ પોતાનો વિજયધ્વજ ફરકાવતો હતો. મુંજ જરા ખિન્ન થાય, તેની વલ્લભતા જરા અદૃષ્ટ પામે તેની વાટ તે જોઈ રહ્યો હતો.

"ચાલ ! નહિ તો સૈનિકો બોલાવું."

મુંજે એક તિરસ્કાર ભરી નજર તૈલપ પર નાંખીને હાથીની સૂંઢ પાસે બે ડગલાં આગળ ગયો.

ત્યાં જઈ તે ખંચાઈને ઊભો.

તૈલપને જોઈતી તક મળી—"કેમ ગભરાયો ?"

"પૃથિવીવલ્લભ ગભરાય તો પૃથ્વી રસાતાળ જાય. ગાંડા; એ તો માત્ર એક વિચાર આવ્યો.

"શો ?"

"એટલો જ" ગર્વથી મુંજે માથું ઊંચું કર્યું. તેની આંખો જરા સ્નેહભીની થઈ "કે બિચારી સરસ્વતીનું થશે શું ?"

"એટલે ?"

"लक्ष्मीर्यास्यति गोविन्दे

वीरश्रीर्वीरवेश्मनि ।

गते मुंजे यशःपुंजे

निरालम्बा सरस्वती[1]

એટલું કહી અનિવાર્ય તિરસ્કારથી તૈલપ તરફ પૂંઠ કરી તે હાથી તરફ ફર્યો. "ગજરાજ ! રાજાઓમાં ગજ એવો પૃથ્વીવલ્લભ તારી પાસે આવ્યો છે."

થોડી વાર વિચાર કરતાં, રમતો હોય તેમ હાથી સૂંઢ હલાવી રહ્યો, અને મુંજે તેને પંપાળ્યા કર્યો. આખરે શાન્તિથી તેની સૂંઢને તે વળગ્યો. ઉપરથી મહાવતે અંકુશ માર્યું. હાથીએ સૂંઢ વીંટી મુંજને ઉંચકી લીધો.

હાથીએ સૂંઢનું ગુંછળું ઉંચું કર્યું—નીચું કર્યું; અનેકવાર તેની વચ્ચે હસતો, પ્રભાવભરી આંખો વડે ગર્વ દર્શાવતો પૃથિવીવલ્લભ કાળીનાગ નાથતા શ્રીકૃષ્ણ સમો લોકોની નિશ્ચલ ને સજલ આંખો અગાડી રમી રહ્યો. ગજેન્દ્રે ઘોષ કર્યો ને સૂંઢને એક ઝોક વધારે આપ્યો, પૃથિવીવલ્લભનો વિજય ઘોષ ગાજી રહ્યો, "જય મહાકાળ."

× × × ×

લોકોમાં હાહાકાર થયો. મૃણાલની કારમી ચીસ ગગન ભેદી રહી. મુંજ હાથીના પગ તળે અદૃષ્ટ થઈ ગયો હતો. હાથીએ પગ મૂક્યો—ભાર દીધો—કચરાવાનો અવાજ થયો; ને તેણે પગ ઉંચકી લીધો.

જમીન પર પૃથિવીવલ્લભનું શબ છુંદાઈને રોટલો બની પડયું હતું.

---

૧ લક્ષ્મી તો ગોવિંદને ત્યાં જશે, કીર્તિ જશે વીરસદનમાં, પણ યશનો પુંજ મુંજરાજ મરતાં બિચારી સરસ્વતી નિરાધાર થઈ રહેશે.

# શામળશાનો વરઘોડો

વરઘોડાની ધામધુમ ચાલી રહી હતી. કોઈ નાટક કંપનીની હરરાજીમાં ખરીદેલા, કટાઈ ગએલી જરીના પહેરવેશમાં શોભતા વાજાં-વાળાઓ ગમે તે બહાને વધારેમાં વધારે કાન ફોડે એવો ઘોંઘાટ પેદા કરી, પોતાની હોશિયારી દેખાડતા હતા; બીજી તરફ સ્વદેશી "બેંડ" હતું. આઠદસ તાસાંવાળા તાનમાં વગાડતા હતા. બે હીજડા બે ત્રણ શર-ણાઈના તીણા અવાજે ફાવે તે તાલમાં નાચતા હતા. લોકોની ઠઠ તે તરફ વધારે જોઈ મને લાગ્યું કે આપણો સ્વદેશપ્રેમ હજુ ચુસ્ત છે—આપણું જ સંગીત આપણને ગમે છે. એટલામાં એક પાસે ઉભેલો ગૃહસ્થ બોલ્યો. "શાબાશ ! શેઠે ઠીક કર્યું. ચાળીસ ગાઉથી તો હીજડા બોલાવ્યા છે." શાબાશ શેઠની હવેલી આગળ નાના સરખા ચોગાનમાં આવી સૂરપૂર્ણ હવામાં—દરેક ઘર આગળથી નીકળતી, બદબો મારતી ગંગા જમનાઓ આગળ પાડોશીના ઓટલા પર અમે બેઠા. શેઠ કૈં ક્રિયા કરતા હોય એમ લાગ્યું, કારણ કે બ્રાહ્મણોના થોડી થોડી વારે "હો—હા—હા" ના અવાજો આવતા હતા. ધર્મ પ્રમાણે શેઠ લગ્ન કરવા લાયક થઈ ચૂકયા એવી ખાત્રી થાય તેટલા માટે પૈસા મળ્યા એટલે ક્રિયા પુરી થઈ જણાઈ. થોડાઘણા પુરુષો હતા તે બહાર નીકળ્યા અને વરરાજાના ઘોડાને બોલાવ્યો.

ઘોડો મહામહેનતે ખોળી કાઢયો હોય એમ લાગતું. સિકંદરના "બ્યુસેફેલસ" કે નેપોલીઅનના જગજાહેર ધોળા ઘોડાને લાયકાતમાં શરમાવે એવો આ હતો. ડૉન કિવક્ઝોટના 'રોઝીનાંત'થી પણ એ ચઢતો લાગ્યો. તેને આંખ એક હતી, અને જીર્ણતાને લીધે લબડતા હોઠોમાંથી સતત લાળ ટપકતી. તેની ખાંધે સાજ અને પગે ઘુઘરીઓ હતી. પણ 'આ પળે મરું કે બીજી પળે મરું' એવો ઇરાદો તેની કાઠી, અને તેની

ઊભા રહેવાની ઢબ પરથી દેખાઈ આવતો: થોડીઘણી માખીઓ પણ બિચારાને પજવતી, છતાં દ્રઢતાથી–શાંતિથી–સ્થિરતાથી શામળશા જેવાનો ભાર વહેવાના ગર્વમાં જાણે, એક પુરી દેખતી આંખ મીચી, તે ઊભો. શેઠ આવ્યા. મોઢામાં પાનનો ડુચો, આંખમાં કાજળના બિલાડા, ભૂગોળની ભવ્યતાવાળું પણ જરીના જામા પાઘડીમાં જગમગતું શરીર, મોઢા પર ખૂંપ અને હાથમાં નાળિએર! શું સૌંદર્ય,શી છટા! પરદેશીઓને કહીએ કે આવો અને જુઓ. છે તમારે ત્યાં આવો કલાનો આદર્શ? ગમે તેવા પણ અમે શ્રેષ્ઠ તે શ્રેષ્ઠ.

શેઠ ઓટલાની કોર પર ઊભા–ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો. પણ કાં તો શેઠનું સ્વરૂપ જોઈ કેં કાળકા માતાના સ્મરણથી ઘોડો ચમકયો હોય–કે કાં તો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાનો હિમાયતી થયો હોય–કે કાં તો સંન્યસ્ત અવસ્થામાં આવી રહ્યો હોઈ શેઠને પણ તેમ સૂચવતો હોય, ગમે તે કારણ હોય પણ જ્યાં શેઠ ઓટલા પરથી પગ ઉંચકે કે ઘોડો ફૂં કરે, ડોકી હલાવે, કે ખાંધ ખંખેરે.શેઠ તો બિચારા જયારે જયારે પરણવા જતા ત્યારે જ ફક્ત ઘોડે બેસવાનો મહાવરો રાખતા હોવાથી ઘોડાની આ દગલબાજીથી બીને, તરત પગ પાછો ખેંચતા. શેઠે એકવાર–બે વાર–સાત વાર મહાન ભગીરથ પ્રયત્ન આ ઘરડા ઘોડાને પલાણવા કર્યાં, પણ હતા ત્યાંના ત્યાં! આખરે બે જણે અશ્વરાજને મોઢા આગળથી ઝાલ્યો, બે જણ પુંછડાની તપાસ રાખવા પીઠ પાછળ ઊભા રહ્યા, અને શેઠને કહ્યું “ ચાલો શેઠ! હવે ફીકર નથી. ”

લોકો બધા એકી ટશે જોઈ રહ્યા, અર્જુને મત્સ્ય વીંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજદરબારમાં નહિ દેખાઈ હોય. બેફીકર થવાનાં વચનોથી શેઠે હીંમતને બે હાથે પકડી. અરે હા! પણ બંને હાથમાં તો નાળીએર હતું.–શેઠે પગ ઉઠાવ્યો હંમેશ કરતાં વધારે–અને મૂકયો અશ્વરાજની વૃદ્ધ પીઠે, પણ જાત ઘોડાની અને તેમાં

પુરાણો, પછી પૂછવું શું! તરત ફરી ગયો–મોઢું શેઠ તરફ કર્યું–કાન ઉંચા કર્યા. શેઠ ગભરાયા–જીવ બ્રહ્માંડની લગોલગ જઈ પહોંચ્યો–પાછળ હઠયા–હાથ છોડી જીવ બચાવવા નાળિએર જતું કર્યું–પાછળ હઠતાં એકદમ પાઘડી ભીંતમાં અથડાઈ–ખસી–આગળ આવી–પડી ગઈ. વરરાજા તાજનષ્ટ થયા. લોકોમાં હાહાકાર કે પછી હ–હ–હકાર વ્યાપ્યો, શેઠે ઉંચું જોયું. દયાર્દ્રતાથી લોકો તરફ જોયું–તિરસ્કારથી ઘોડા તરફ જોયું, ગૌરવથી કીચડમાં પડેલી પાઘડી સામું જોયું. ઠપકામાં, મીજાજમાં આકાશ તરફ–ઈશ્વર સામું જોયું. કોણ જાણે શું દેખાયું પણ એકદમ હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પહોંચે એવો સૂર તેમના ગળામાંથી નીકળ્યો—

" એં–એં–એં. "

લોકો બધા વીંટાઈ વળ્યા. ઘણાખરાએ મોઢે રુમાલ કે ખેસ દીધો. મને લાગ્યું કે તે શરમમાં હોવું જોઈએ. શેઠ કેમ રડયા તે કોઈ સમજ્યું નહિ. શેઠે રડતે રાગે કહ્યું કે, "ફીલાની બા સાંભરી." પછી મહામહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબુત સાજનીઆઓએ ઉંચકી અશ્વરાજ પર બેસાડયા. ઘોડાને દ્વેષબુદ્ધિ થઈ હોય એમ લાગ્યું. તેની આંખો ઘડપણના પાખંડથી ભરેલી લાગી.

શેઠને ધરડે ખભે, નીકળતાં નીકળતાં, વળી એક તલવાર મૂકી. રખે ઘોડા પરથી પડી જાય–કે મ્યાનમાંથી નીકળી તલવાર વાગે–કે હાથમાંથી નાળિએર સરી જાય એવી અનેક ફીકરમાં વરરાજા કેમે કરીને બેઠા. આખરે બેંડના અવાજથી અને હીજડાના નૃત્યથી તાલબદ્ધ થઈ વરઘોડો નીકળ્યો.

આખરે અમે વેવાઈને ઘેર આવ્યા. વેવાઈનું ઘર જરા નીચાણમાં હતું એટલે ત્યાં જતા પહેલાં ઢોળાવ ઉતરવાનો હતો. તાસાંવાળા તાનમાં, હીજડાઓ ગાનમાં અને સાજનીઆઓ ગુલતાનમાં ઢોળાવ ઉતર્યા;–ઉતર્યા અને પાછા ફર્યા. ઉપર ઢોળાવ શરૂ થાય ત્યાં–કોઈ પર્વત પર ફીરસ્તો ઉભો હોય

તેમ—શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઉભા હતા. ઘોડો બળવો કરવાની તૈઆરી કરતો હોય તેમ, જાણે તેના મનમાં તે કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હોય તેમ, નિશ્ચલતાથી, એકજ પગ ઢોળાવ પર મૂકી—દુનીઆને દબાવતો, શેઠને ગભરાવતો, ઉભો હતો. અરે ઘોડા ! જમાનાની અસર તારા પર પણ !

બે ચાર જણ દોડી ગયા, અને ઘોડાને પકડી ખેંચવા માંડયો. પણ તે વળી એકનો બે થાય ? શેઠ કહે કે ઉતરી પડું. લોકો કહે વળી એમ તે ઉતરાય ? બે ત્રણ જણે લગામ ઝાલી અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને અડાવી દીધા. ઘોડો હીંમત હાર્યો—બળવાનો ઇરાદો છોડયો. ત્યાગવૃત્તિથી—માર ન સહન થવાથી, તેણે ગતિ સ્વીકારી, ડગલાં લીધાં એક, બે, ત્રણ. ઉપર શેઠ ગભરાયા ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા, ઘોડાના આગલા પગ ધ્રુજ્યા—તેણે જોખમદારી છોડી—તેના આગલા બે પગ મરડાયા—વળ્યા,—અને ગુરુત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો, નીચે અમે ઉભા હતા ત્યાં એ અને ડોકે વળગેગા શેઠ એમ ઝપાટાબંધ ઉતર્યા—આખરે નીચે અટક્યા. સ્વાર્થી સાજનીઆઓ જોઈ રહ્યા—મદદે દોડતાં પહેલાં આ દૃસ્ય ફરી નહિ જોવા મળે એવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું. આખરે શેઠને ઉંચક્યા અને હવે વેવાઈનું ઘર આવ્યું હતું એટલે પગે જ તે ત્યાં પહોંચ્યા.

• કનૈયાલાલ મુનશી

# ગોવર્ધનરામ મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં

ગોવર્ધનરામની ઉંમર સોળ વર્ષની થઈ ત્યારે તે છઠ્ઠા ધોરણમાં હતા. પણ તેમનો અભ્યાસ એવો સારો હતો કે તે એક ધોરણ કૂદીને છઠ્ઠા ધોરણમાંથી જ મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેઠા અને પાસ થઈ ગયા.

તે વખતે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં સંસ્કૃત પરીક્ષા લિખિત તેમ જ મોઢેની બન્ને લેવાતી હતી. ગોવર્ધનરામ જ્યારે આ મોઢેની પરીક્ષા આપવા ગયા ત્યારે એક એવો પ્રસંગ બન્યો જે વિષે તે હસતે હસતે ઘણીવાર વાત કરતા. પોતાની પદ્ધતિ પ્રમાણે સંસ્કૃતનું સાહિત્ય એમણે ઘણું સારું વાંચ્યું હતું, પણ સંસ્કૃત વ્યાકરણ બહુ કાચું રહી ગયું હતું. તેથી લિખિત પરીક્ષામાં વ્યાકરણોના જવાબ ખરા લખી શક્યા નહિ. લિખિત પરીક્ષા થઈ રહ્યા પછી મોંની પરીક્ષા શરૂ થાય છે, અને રોજ થોડા થોડા છોકરાઓ જ અટકની કક્કાવારી પ્રમાણે તપાસાય છે. આમ હોવાથી ગોવર્ધનરામનો વારો લગભગ એક મહિને આવ્યો. તે દર્મિયાન પુષ્કળ મહેનત કરીને–ઘણા ઉજાગરા કરીને સંસ્કૃત વ્યાકરણ બધું ફીટ કર્યું. જ્યારે મોઢેની પરીક્ષા આપવા ગયા ત્યારે એમની પહેલાંના છોકરાઓની પરીક્ષા ચાલતી હતી; તેથી ગોવર્ધનરામને ઓરડાની બહાર ઘણો વખત ખોટી થવું પડ્યું. આ બેસી રહેવાનો વખત સાધારણ રીતે ઘણા છોકરાઓને બહુ ભારે લાગે છે. અધિરાઈ અને ચિન્તાની ખરેખરી અવધિ તે વખતે આવે છે. આવે વખતે ગોવર્ધનરામ તો આગલી રાતોના ઉજાગરાને લીધે ત્યાં જ ઊંઘી ગયા! તે વખતે પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પરીક્ષક હતા. ગોવર્ધનરામનો વારો જ્યારે આવ્યો ત્યારે તેમણે "ત્રિપાઠી" કરીને પરીક્ષા લેવાના ઓરડામાંથી બૂમ પાડી. એક બૂમ નિષ્ફળ ગઈ

એટલે બીજી પાડી. તોયે જવાબ ન મળ્યો. તેથી તેનું કારણ તપાસવા તે જાતે બહાર આવ્યા અને જુએ છે તો બહાર બાંકડા ઉપર એક વિદ્યાર્થી ઘસઘસાટ ઊંઘે ! પ્રો. ભાંડારકરના હૃદયમાં રસિકતા અને કોમળતા બન્ને હતાં. બીજા પરીક્ષકને આવે વખતે ચીડ ચઢે તેને બદલે એમના મનમાં કાંઇક આશ્ચર્ય અને કાંઇક દયા ઉત્પન્ન થયાં. લગાર માયાથી ગોવર્ધનરામને ઢંઢોળી જાગૃત કર્યા. ગોવર્ધનરામ ઝબકીને જુએ છે તો "પરીક્ષક સાહેબ" પોતે જ એમની પાસે ઉભેલા ! આશ્ચર્યની અને ગભરાટની લાગણી હજી તો પૂરી શમી નથી ત્યાં તો પ્રશ્ન કાને પડયો, "ત્રિપાઠી તમારૂં નામ કે ?"

"જી, હા."

કાંઇક કુતૂહળથી ફરી પ્રશ્ન પુછાયો.

"તમે કેમ ઊંઘતા હતા?"

ગોવર્ધનરામ હવે પૂરેપૂરા સ્વસ્થ થઈ ગયા હતા. તેમણે જરા પણ ગભરાયા વિના પૂરી શાન્તિથી જવાબ દીધો, "સાહેબ, મને ઉજાગરો ઘણો હતો અને અહીં બેસી રહેવું પડયું, તેથી આંખ મળી ગઈ."

વ્યાકરણ પાછળ ગોવર્ધનરામે આખો મહિનો ગાળ્યો હતો, તેથી એમણે જે જે જવાબ આપ્યા તેથી ભાંડારકર ઘણા પ્રસન્ન થયા. હવે, સાધારણ રીતે લિખિત પરીક્ષા કરતાં મોંની પરીક્ષા છોકરાઓને વધારે કપરી લાગે છે. કારણ કે લિખિતમાં તો વિચારવાનો વખત મળે, સવાલોના જવાબ મરજીમાં આવે તે ક્રમમાં આપી શકાય. લાગ આવે તો "કૉપી" પણ કરી શકાય. અને કશું નહિ તોયે, પરીક્ષક આપણી સન્મુખ ન હોય એટલે એ ગભરામણ તો ઓછી. પણ મોંની પરીક્ષામાં તો તરતમે તરત સંભારી કાઢી તાજેતાજા જવાબ આપવાનો; અને તેમાં પરીક્ષકને મોઢામોઢ જવાબ આપતાં તો ઘણા હિંમતવાળા છોકરાઓના હોઠ પણ સીવાઈ જાય છે. ઘણા હોશિયાર છોકરાઓની હોશિયારી પણ ગુમ થઈ જાય છે.

અને ઘણા અદ્‌ભુત ગોખણશક્તિવાળાઓની સ્મરણશક્તિ પણ—અડીઅલ ટટ્ટુની માફક—અટકી જાય છે તથા ખાસ યાદ રાખેલું હોય તે આ પ્રસંગે ખાસ ભૂલી જવાય છે. અધુરામાં પૂરૂં, જો પરીક્ષા લેનાર સાહેબ જરા કડક મિજાજના કે ચક્રમ હોય, કે પોતે પણ એકવાર પરીક્ષા આપવા ગયા હતા તે ભૂલી જતા હોય, તો તો બિચારા વિદ્યાર્થીના બાર જ વાગ્યા! તેથી સાધારણ રીતે મોંની પરીક્ષાના કરતાં લિખિત પરીક્ષામાં છોકરાઓ વધારે સારા જવાબ આપે છે. ગોવર્ધનરામનામાં તેથી ઉલટું જોયું એટલે સાનન્દાશ્ચર્ય પામીને તથા એમનામાં પહેલાં જે જરાક વિલક્ષણતા જોઈ હતી તેથી આતુર થઈને, પ્રો. ભાંડારકરે પૂછ્યું, કે "તમે લિખિત પરીક્ષામાં વ્યાકરણના જવાબ લખવામાં ઘણી ભૂલો કરી છે, અને આ મોઢેની પરીક્ષામાં આવા સરસ ઉત્તર દ્યો છો તેનું કારણ શું!"

ગોવર્ધનરામે પોતાની હમેશની સ્વસ્થતાથી, શાન્તિથી અને વિનય-ભરી હિંમતથી ખુલાસો કર્યો કે, "સાહેબ, એમ થયું કે પહેલી પરીક્ષા વખતે હું વ્યાકરણમાં બરાબર તૈયાર થઈ શકયો નહોતો, એટલે એમાં તો જેવું સુઝયું તેવું મારે લખવું પડયું. પણ ત્યાર પછીથી આ મહિનો આખો મને વાંચવાને મળ્યો તેમાં મેં બધું પાકું કરી લીધું. તેથી હવે આપને સાચા જવાબ દઈ શકયો છું."

આ ઉત્તરમાં પ્રકટ થતી ઋજુતા, સત્યતા, હિંમત અને પોતાના કર્તવ્ય સંબંધી ચિન્તા એ ચારે વાનાં જોઈને પ્રો. ભાંડારકર તો ખુશ-ખુશ થઈ ગયા. આ વૃદ્ધ પંડિત સાથે ગોવર્ધનરામને જે ગાઢ સંબંધ પાછળથી બંધાયો, તેનું બીજ કદાચિત્ આ પ્રસંગ પણ હોય!

કાન્તિલાલ પંડયા

# ધર્મશાળા

ધર્મશાળા એટલે વિવિધ જનસમાજ. ત્યાં ત્રિખંડોની વાર્તા ચાલે. ત્યાં બાવાઓ આવે, વેપારીઓ આવે, સરકારી અમલદારો આવે, જૂનો જમાનો વીતી ગયો છે એની જેમને બિલકુલ ખબર નથી એવા જૂના જમીનદારો ઘોડા પર જૂનું જીન નાંખી પ્રવાસ કરતા આવે, જૂના જમાના જેવું કંઈ હતું કે ન હતું એનો ખ્યાલ પણ જેને નથી એવા જુવાનિયાઓ આવે, ભિખારીઓ આવે અને ભિખારીઓ કરતાં ખરાબ પોલીસ પણ આવે. આવા અનેક જાતના લોકો સાથે પ્રસંગ પડવાથી જેમનો મિજાજ ખાટા દહીં જેવો બન્યો છે એવા દુકાનદાર દહીં વેચવા પાસે બેઠેલા હોય જ. ધર્મશાળામાં સાંજરે છ વાગ્યાથી આઠ વાગ્યા સુધી ઘણે ભાગે લડવાડ જ ચાલે છે. મુસાફરો એકબીજા સાથે અથવા પોતાના કૂલીઓ સાથે, ઘરાકો દુકાનદાર સાથે, દુકાનદારની સ્ત્રી પોતાનાં છોકરાં સાથે, પોલીસો ભિખારીઓ સાથે અને કુતરાંઓ એક બીજા સાથે આઠ વાગ્યા સુધી લડી લે છે. આઠ વાગ્યે પ્રથમ ક્ષુધા શાંત થાય છે, પછી ચુલાઓ શાંત થાય છે, ઘણે ભાગે દીવાઓ પણ શાંત થાય છે ( કેમકે એક પૈસામાં કોડિયું, દીવેટ અને તેલ આપ-નાર દુકાનદાર પાસે આઠ વાગ્યાનું જ બજેટ હોય છે) અને પછી વિરોધ શમી જઈ વાર્તાલાપ શરૂ થાય છે. આઠ વાગ્યા પછી એકવાર સુલેહ-નામું થયા પછી કોઈ કોઈની સાથે લડે નહિ એવો ધર્મશાળાનો આંતર-રાષ્ટ્રીય કાયદો હોય છે. તરત જ મુસાફર ' મુસાફર વચ્ચે સંવાદ શરૂ થાય છે. બાવાઓ દેશદેશાંતર વિષેની હકીકતો અને તેની સાથે પોતાની ટીકાટિપ્પણી અહીંઆં રજુ કરે છે. જ્યાં છોકરાંઓ હોય ત્યાં બાદ-શાહ–બીરબલ જરૂર આવે. બૈરાંઓ હંમેશાં યાત્રાની જ વાતો કરે અને

એક જ ગામનાં હોય તો સાસુવહુ વચ્ચેના સનાતન સંગ્રામની વાતો કરે. હિંદુસ્તાનની ગમે તે પ્રાંતની સ્ત્રીઓ બીજા ગમે તે પ્રાંતની સ્ત્રીઓ સાથે ધર્મશાળામાં વાતચીત કરી શકે છે. ભાષાની અગવડ તો સુશિક્ષિત લોકોને માટે જ હોય છે. સ્ત્રીઓ એટલે જૂની દુનિયા, ત્યાં વિચારો, ભાવનાઓ, વહેમો, રિવાજો અને આદર્શો એક ને એક. પછી વાતો કરતાં અગવડ શાની આવે? જેમ બે અંગ્રેજ મળે એટલે આજની હવા કેવી છે એની વાત કરે છે તેમ સ્ત્રીઓ મળે એટલે તારે કેટલાં છોકરાં છે, છોકરીઓ ક્યાં ક્યાં પરણી છે, છોકરીઓને સુખ છે કે દુઃખ છે, ઘરની ડોસીએ જાત્રા કરી છે કે નહિ, વગેરે વાતો જ ચાલે. દુકાનદારની સ્ત્રી આમાં ભળી પોતાના દુઃખની કહાણી પાંચ હજાર ને સો બારમે વખતે અશ્રુ સહિત અને કશો સંક્ષેપ કર્યા વગર જેવી ને તેવી જ કહી દે છે, અને ઘણે ભાગે આ વર્ણન નકામું નથી જતું. માયાળુ મુસાફરો— ખરાબ દુકાનદારથી છેતરાએલા આ મુસાફરો—દુકાનદારની સ્ત્રીનું દુઃખ જોઈ તેમ જ તે પણ દુકાનદારનો પોતાના જેટલો જ દ્વેષ કરે છે એ વાતનું સમાધાન માની તેને કંઈ પણ સંતોષ આપી વિદાય લે છે. દુકાનદારોએ પણ દરેક પ્રાંત વિષે પોતાનો અભિપ્રાય બાંધેલો હોય જ, અને તેઓ બાવા જેટલી જ છૂટથી તે જણાવી દે છે; કેમકે પીનલકોડની એક પણ કલમ બાવાઓને અને દુકાનદારોને માટે નથી.

દેશી રિયાસતના રહીશો ધર્મશાળામાં આવે એટલે રિયાસતોનું તારતમ્ય ચર્ચાય છે અને દરબારની અંદરની ખટપટ અને પ્રપંચનું રહસ્ય 'તમને જ' કહે છે. ગમે તે માણસ આગળ પોતાના રાજદરબારની કિંવદન્તી બોલી નાંખવા જેટલા તેઓ બેવકૂફ નથી હોતા. પણ 'તમે' તો ખાનદાન માણસ. 'તમારા' આગળ એવી વાતો કહેવામાં શાનો વાંધો હોય?

કાલેલકર

# એક પ્રશ્ન

સર્વ શાસ્ત્રીઓ કૃપા કરી અહીં આવો અને મારા પ્રશ્નનું નિરાકરણ કરો. ધર્મના, માનસશાસ્ત્રના, સંસારશાસ્ત્રના, રાજનીતિના, પ્રમાણશાસ્ત્રના, નીતિના, અનીતિના, સર્વ શાસ્ત્રીઓ:

આવો શાસ્ત્રી તમ પગલે પાવન થવું રે લોલ,
પ્રાણ રૂંધન્તા પ્રશ્ન પદે ઠાલવું રે લોલ.

*   *   *   *

હું બીજી એલએલ. બી. નો અભ્યાસ કરતો હતો અને વાંચવાથી કંટાળીને મારે વચલે માળે જે હાથમાં આવ્યું તે પેપર વાંચતો હતો. તેમાં મુંબાઈની ગાયવાડી લેઇનમાં એક માળામાં જરા આગનું છમકલું થયાનું વાંચ્યું, અને કાંઈ વાત કરવા જોઈતી હતી માટે કોણ જાણે શા ભોગ લાગ્યા તે મારી બહેનને કહ્યું: " જોયું બહેન, આ મુંબાઈમાં આગનું છમકલું થયું તે."

બહેન: કેમ, છમકલું થયું તેમાં એવું શું જાણવાનું છે ? કારણ શું હતું ?

હું: માળામાં ઘાટી સ્ટવ કરતો હતો અને સ્પિરિટ ઓછો પડયો છે જાણી બીજી વાર સળગતા સ્પિરિટમાં બાટલી લઈ સ્પિરિટ નાંખતાં આખી બાટલી સળગી. એ તો સારૂં થયું કે આસપાસથી માણસોએ આવીને આગ બુઝાવી.

બહેન: હા, આપણા ઘરમાં આવું બનતાં બનતાં રહી ગએલું તે તમને ખબર છે ?

હું: હા. મને ખબર કેમ ન હોય ? પણ તને એની ક્યાંથી ખબર ?

બ્હેનઃ વાહ ! આપણો નોકર ડાહ્યલો નવો નવો રાખેલો, તે પણ એવી રીતે સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાંખવા જતો હતો. પણ હું પાસે બેઠેલી તે મેં હળવે રહીને તેના હાથમાંથી બાટલી જ લઈ લીધી. જો ઉતાવળી બોલું તો કદાચ ચમકીને એકદમ સ્પિરિટ નાંખી દે.

હુંઃ અરે ગાંડી, એ તો હું ત્યાં બેઠો હતો અને મેં જ એના હાથમાંથી બાટલી લઈ લીધી'તી. અને પછી મેં તમને બધાંને સમજાવ્યું કે—

બ્હેનઃ લો, રાખો રાખો. એટલું અમે નહિ સમજતાં હોઈએ ? મેં ચન્દ્રકાન્તમાં વાંચેલું કે કર્ણ નિશાન પાડવા પાછે પગલે જતો હતો અને ત્યાં પાછવાડે કુવો આવ્યો. જો એક પગલું પાછો ખસત તો કુવામાં પડત. કર્ણના માણસે બોલ્યા ચાલ્યા વિના પેલું નિશાન જ તોડી પાડયું. અને એવી રીતે તરતબુદ્ધિથી કર્ણને બચાવ્યો. ત્યારથી હું સમજતી કે એવે વખતે બૂમ ન પાડવી. પણ જાતે જ તે સ્થિતિમાં ફેરફાર કરી કાર્ય અટકાવવું.

હુંઃ ઓ હો હો ! શું શાસ્ત્રજ્ઞાન છે ! ચન્દ્રકાન્તમાંથી દાખલો આપ્યો એટલે જાણે થઈ ગયું ! એ તો ડાહ્યલાના હાથમાંથી મેં બાટલી લઈ લીધી હતી અને પછી તમને બધાને મેં ઇટલીના ચિત્રકારનો દાખલો આપીને આ વાત સમજાવી હતી. એ વખતે પછી તેં કર્ણનો દાખલો આપ્યો હતો.

બ્હેનઃ કાંઈ નહિ. આમાં પંચ નીમો, બાને બોલાવો. બા કહે તે ખરૂં. બા, ઓ બા, આમ આવો.

બા આવ્યાં.

બાઃ કેમ હીરા, શું છે ?

હુંઃ બા, આપણા ઘરમાં—

બ્હેનઃ ના, એમ નહિ ચાલે. તમે તો વકીલાત કરીને આડું અવળું પૂછો અને બા તો બિચારાં ભોળાં છે, હું જ પૂછું છું. બા,

આપણા ઘરમાં ડાહ્યલો નોકર હતો અને તેને આપણે કહાડી મૂકયો એ યાદ છે?

બા: હા; મુઓ તદ્દન બેવકૂફ. એક વાર સળગતા સ્પિરિટમાં પાછો સ્પિરિટ નાખતો હતો. હું પાસે બેઠી હતી તે તેની પાસેથી મેં તો બાટલી જ લઈ લીધી. ઠીક થયું, ગયો, નહિ તો કાંઈનું કાંઈ નુકસાન કરત.

હું: વળી આ જુઓ. આ તો એની લડવાડમાં ત્રીજો ખાઈ જાય. હું અને હીરાને એ જ તકરાર ચાલે છે. હું કહું છું મેં ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધી અને હીરા કહે છે મેં લીધી. અને તમને પૂછવા બોલાવ્યાં તો તમે વળી જુદું જ કહો છો.

હીરા: કાંઈ નહિ, બા,! એ ભાઈ આપણને નહિ પહોંચવા દે. નાનાં ભાભીને બોલાવો. એ કહેશે એટલે સાચું માનશે. ભાભી, ઓ ભાભી!

મારી પત્ની ગૌરી આવી એટલે હીરાએ કહ્યું: કેમ ગૌરીભાભી, આમ આવો. ડાહ્યલાના હાથમાંથી સ્પિરિટની બાટલી કોણે લઈ લીધી એ વાતનો ન્યાય કરો.

ગૌરી: તે કેસની હકીકત જાણ્યા સિવાય શો ન્યાય કરૂં? પક્ષકારો કોણ છે?

હીરા: ભાઈ કહે છે મેં બાટલી લઈ લીધી હતી અને—

ગૌરી: ત્યારે તો તમે હમણાં બોલો માં. હું જ એમની ઉલટપાલટ તપાસ કરૂં છું, સાંભળો. તમે કહો છો કે તમે બાટલી લઈ લીધી હતી?

હું: પણ હું તને ક્યાં ન્યાયાધીશ તરીકે સ્વીકારૂં છું? અને ન્યાયાધીશથી તે વળી ઉલટપાલટ તપાસ થાય?

ગૌરી: ના, તે ન્યાયાધીશ નહિ, જાઓ. પણ હું વકીલ તરીકે અને છેવટ પક્ષકાર તરીકે તો પૂછી શકું ના? બોલો, તમને ખબર

છે ? રસોડામાં ચૂલો કઈ જગાએ છે ? અને સ્ટવ કઈ દિશામાં રહે છે ?

હું: એટલે તને બીક લાગતી હશે કે રખેને હું તારા રસોડાના સ્વરાજમાં પગપેસારો કરૂં ! તેથી આટલી જીવ ઉપર આવીને લડે છે ! પણ મને ખબર છે હોં !

ગૌરી: તમે મારા સ્વરાજમાં પગપેસારો કરશો એવી મને લગારે ય બીક નથી. તે દિવસે બહેને મશ્કરી કરી ત્યારે રોટલી સવળી કે અવળી તે પણ ઓળખતા ન હતા. પણ ખબર હોય તો જવાબ દો.

હું: પૂર્વમાં.

હીરા ( તાળીઓ પાડતાં ): ખોટું, ખોટું, હાર્યા. ભાભી, તમે ભારે કર્યું. હવે કહો કે બાટલી કોણે લીધી'તી ?

ગૌરી: કોણે કેમ ! મેં લીધી'તી. તે દિવસે બા અને તમે બહાર ગયાં હતાં. હું ઘરમાં એકલી હતી. એને મોટા ભાઈને માટે ચહા મૂકવાનું કહેલું અને હું ઓચિંતી જઈ ચડી. ત્યાં તો બેવકૂફ બાટલી હાથમાં લઈને સળગતામાં રેડવા જતો હતો.

હું: જો ન્યાયાધીશ થયાં છે પોતે. આમ તેમ કરીને પોતાને માન ખાટવું છે. અને બીજાની વાતો ખોટી કરવા બધાંની ગેરહાજરી બતાવવી છે.

ગૌરી: મેં ક્યારે કહ્યું હતું કે હું ન્યાયાધીશ છું ? હું તો પહેલે-થી જ પક્ષકાર હતી.

હીરા: કાંઈ નહિ. ત્યારે મોટાભાઈને બોલાવો. હવે આનો ફડચો તો કરવો જ જોઈએ.

હું: હા; મોટાભાઈને બોલાવો.

હીરા: મોટાભાઈ, જરા આમ આવશો ?

મોટાભાઈ: કેમ, છે શું ? સુખે પેપર પણ નહિ વાંચવા દો ?

હીરાઃ તે અમારે પણ પેપર વાંચતાં જ મુશ્કેલી આવેલી છે માટે બોલાવીએ છીએ.

મોટાભાઈએ આવીને કહ્યું: ઓહો ! આ કોલાહલ શો ? યુરોપનું યુદ્ધ ભજવો છો કાંઈ ?

હીરાઃ હા ! લગભગ યુદ્ધ જેટલા પક્ષકારો થઈ ગયા છે. એક બે ખૂટતા હશે.

મોટાભાઈઃ લો ત્યારે હું પણ પક્ષકાર થાઉં. બોલો શું છે ?

હીરાઃ ના; આમાં તો ન્યાય કરવો પડશે. પક્ષકાર થયે કામ નહિ આવે. તકરાર મોટી થઈ પડી છે. હું અને ભાઈ વચ્ચે તકરાર પડી છે.

ગૌરી વડીલને જોઈ ચાલવા જતી હતી તેને પકડી રાખી તે ફરી બોલીઃ લો; ભાભીસાહેબનું દફ્તરમાં નામ ન નોંધાવ્યું એટલે એ તો રીસાઈને ચાલ્યાં. એમનો પણ દાવો છે અને બાનો પણ દાવો છે. આપણા ઘરમાં ડાહ્યલો હતો તેના હાથમાંથી બાટલી કોણે લઈ લીધી તે સવાલ છે. હું કહું છું મેં લીધી અને ભાઈ કહે છે—

મોટાભાઈઃ હા, તે તમે બધાંએ ઘણીવાર એના હાથમાંથી બાટલી લીધી હશે તેમાં તકરાર શી કરો છો ? મેં તો માત્ર એકવાર ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધેલી. મેં તેને સ્ટવ સળગાવવાનું કહ્યું. તેણે થોડો સ્પિરિટ નાંખીને સળગાવ્યો. મેં કહ્યું: 'અલ્યા, ઓછો પડશે' એટલે મૂરખો સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાંખવાનું કરતો હતો. મેં તેના હાથમાંથી બાટલી લઇ લીધી.

હીરાઃ આ તો તમે પણ ખરેખર પક્ષકાર થઈ ગયા ! હવે કરવું શું ?

બાઃ હવે મોટાં ભાભી બાકી રહ્યાં. એ પણ કહે કે, મેં સળગતું બચાવ્યું હતું એટલે થયું. નાટક પૂરૂં થાય.

બરાબર આ જ વખતે મોટાં ભાભી આવી પહોંચ્યાં.

હીરાઃ ભાભી, આયુષ્ય તો લાંબું છે. બોલો આપણા ઘરમાં સ્પિરિટ સળગાવતાં ડાહ્યલાના હાથમાંથી બાટલી કોણે લઈ લીધી હતી ? જો જો, મેં જ લીધી'તી એમ ન કહેતાં.

મોટાંભાભીઃ તમે પણ એ જ વાત કરો છો! હું તો માનું જ છું કે મનોમન સાક્ષી છે. (મારા સામું જોઈને) વિચારસંદેશા ચાલે તેને અંગ્રેજીમાં શું કહે છે? તમે કાંઈ કહ્યું હતું ને?

હું: ટેલીપથી (Telepathy).

મોટાંભાભી: હું તો ટેલીપથીને માનું છું. દીનુભાઈને ઘેર બેસવા ગઈ'તી ત્યાં ડાહ્યલાની વાત નીકળતાં મેં હમણાં જ કહ્યું કે એ મૂરખો સળગતા સ્ટવમાં સ્પિરિટ નાંખવા જતો હતો તે મેં બાટલી પડાવી લીધી હતી. અને અહીં આવું છું તો તમે પણ એ જ વાત કરો છો! પૂછી આવો વળી ખોટું કહેતી હોઉં તો.

હીરાઃ પણ ભાભી, આ તો વિચિત્ર ટેલીપથી થઈ. આવી તો દુનિયામાં નહિ હોય. અમે વાત તો એ જ કરીએ છીએ પણ અમે દરેક એમ કહીએ છીએ કે એ બાટલી અમે લીધેલી.

મોટાભાઈઃ લો યુરોપીય યુદ્ધ જેટલા પક્ષકારો થઈ ગયા.

હું: પણ ત્યારે આનો નિવેડો શો આવ્યો?

મોટાંભાભીઃ નિવેડો એ કે બધાંએ હવે ચહા પીવી.

હું: પણ બાટલી કોણે લીધી?

મોટાંભાભીઃ જે ચહા પીએ એણે.

*   *   *   *

એ વખતે તો મેં એ નિવેડો સ્વીકારી લીધો. પણ તમને બધા શાસ્ત્રીઓને પૂછું છું: આમાં ખરું કોણ? અને આ ગોટાળાનું કારણ શું?

મને એટલું હો એટલું કહો કથી રે લોલ,
માન્યું અમાન્યું હો સંત કાં થતું નથી રે લોલ?
ધાર્યું અધાર્યું હો સંત કાં થતું નથી રે લોલ?

રામનારાયણ પાઠક



# દંડકારણ્ય



[ ભરત ગયા પછી રામચંદ્રને ચિત્રકૂટ પર્વત ઉપર રહેવાનો અણગમો થવા લાગ્યો; કેટલાક ઋષિઓના સંગાથમાં તે દંડકારણ્ય જઈ પહોંચ્યા. ]

વિન્ધ્ય પર્વત અને કૃષ્ણા નદી વચ્ચેના વિશાળ પ્રદેશનું નામ દંડકારણ્ય હતું. દંડકારણ્ય એટલે કુદરતની શોભાનો ખજાનો એમ મનાતું, અને ખરેખર હતું પણ તેમજ. માણસ એક વાર માંહ્ય પેઠો હોય તો ક્યાં ગયો એનો પત્તો જ ન લાગે એવાં વાઘ, વરૂ, રીંછ વગેરે વિકરાળ પશુઓથી ભરેલાં ઘાડાં જંખજાળવાળાં વન, અને લીલોતરીવાળાં ગાઉના ગાઉ સુધી પથરાઈ રહેલાં વિશાળ મેદાન, ઊંચી ટેકરીઓ અને ઊંડી ખીણો, પ્રચંડ ઘૂઘવાટ કરતી નદીઓ અને ખળખળ વહેતાં નાનકડાં ઝરણાં, વેરાન પ્રદેશ અને ધાનથી ઉભરાતાં ખેતરો, વગેરે ભાતભાતનાં દૃશ્યોથી જોનારના મન પર સૃષ્ટિની વિશાળતા અને વિવિધતાની ઊંડી છાપ પડતી અને એ સૃષ્ટિના કર્ત્તાની શક્તિ માટે ભક્તિભાવ ઉપજતો. રસિક અને નિર્મળ મનવાળા મનુષ્યનું હૃદય એ દૃશ્યો જોઈને કુદરત સાથે એકતાન થતું અને પોતાના અને સૃષ્ટિના આત્મા વચ્ચે એકતાનો અનુભવ કરતું.

તપ અને ધ્યાનને માટે દંડકારણ્યમાં પૂરી અનુકૂળતા હતી અને તેથી જ એ તપસ્વીઓનું સ્થાન બની ગયું હતું. તેમાં ઠેકઠેકાણે ઋષિમુનિઓના આશ્રમનાં જૂથનાં જૂથ વસ્યાં હતાં. એ આશ્રમોમાં મોટાં મોટાં વિદ્યાપીઠો ચાલતાં અને અહોરાત્ર સરસ્વતીની ઉપાસના

થતી. સરસ્વતીના અનન્ય અને નૈષ્ઠિક ઉપાસક ઋષિમુનિઓ એ વિદ્યાપીઠોના કુલપતિ થતા અને એમના હાથ નીચે સેંકડો અધ્યાપકો વિદ્યાર્થીઓને વિદ્યા ભણાવતા. તે કાળમાં દંડકારણ્યનાં વિદ્યાપીઠોની પ્રતિષ્ઠા ભારે હતી અને દેશદેશાન્તરમાં તેમની કીર્તિ પ્રસરેલી હતી. દેશદેશથી દ્વિજ ગણાતી ત્રણ વર્ણોના વિદ્યાર્થીઓ હજારોની સંખ્યામાં આવી એ વિદ્યાપીઠોમાં જોડાતા અને અભ્યાસ કરતા. એક-એક કુલપતિના હાથમાં દસ હજાર વિદ્યાર્થીઓ રહેતા અને બધાને અન્નવસ્ત્ર કુલપતિ જ પૂરાં પાડતા. કેળવણીનું ખર્ચ મોટે ભાગે રાજાઓ તરફથી પૂરું પડતું. વિદ્યાપીઠોમાં વિદ્યાઓનું પઠનપાઠન થતું. વિદ્યાર્થીઓ ભણીગણી ગુરુદક્ષિણા આપી ગુરુનો આશીર્વાદ લઈ સ્નાતક બની ઘેર જતા.

તે કાળે વિદ્યાનું મહત્ત્વ એટલું બધું ગણાતું કે વિદ્યા મેળવવી એ દરેક દ્વિજનું કર્તવ્ય ગણાતું. ઉપવીત સંસ્કાર કરી અધ્યયન ન કરનાર 'વ્રાત્ય' કહેવાતા અને અપવિત્ર ગણાતા. ગમે તેવા સંકટમાં પણ કોઈ એમને વિદ્યા ભણાવવા અથવા એમની સાથે લગ્નસંબંધ બાંધવા તૈયાર થતું નહિ. ભણવાને માટે કોઈ જાતની ફી ન હતી કે ભારે ભારે ચોપડીઓ ખરીદવી પડતી ન હતી. સર્વ પ્રકારનું જ્ઞાન ગુરુને મુખેથી જ મળતું. એટલે ગરીબમાં ગરીબ માણસ પણ સહેલાઈથી જે શાસ્ત્ર ભણવું હોય તે શાસ્ત્ર કે વિદ્યામાં પારંગત થઈ શકતો. વિદ્યાપીઠો હમેશાં ભરેલાં રહેતાં તેનું આ મફત અને લગભગ ફરજિયાત કેળવણી એ પણ એક મુખ્ય કારણ હતું.

એક બાજુ સરસ્વતીની આરાધના ચાલતી ત્યાં બીજી બાજુ તપસ્વીઓની તપશ્ચર્યા પણ કોઈ જાતના દખલ વિના નિર્જન અરણ્યના એકાંત અને શાંતિવાળા ભાગોમાં અહોરાત્ર અખંડ ચાલ્યાં કરતી હતી. ઋષિઓ જાતજાતનાં વ્રત આદરી એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરી મોક્ષના ઉપાય સાધી રહ્યા હતા. કેટલાકને સૂર્યચન્દ્રનાં કિરણ એ જ એક આહાર હતો. કેટલાકને કાચું પત્થરથી પીસેલું અનાજ જ

ખાવાની પ્રતિજ્ઞા હતી. કેટલાક પાંદડાં ખાઈને જ જીવતા તો કોક વળી ખાંડ્યા વિનાનું ફોતરાંવાળું જ અનાજ ખાતા. કેટલાકે ગળા સુધી પાણીમાં ઉભા રહી કદી પણ બહાર ન નીકળવાનો નિયમ કર્યો હતો. કેટલાક શરીરની પથારી કરીને જ સૂઈ રહેતા, તો કેટલાકને ઉભે ઉભે જ ઊંઘ લેવાનું વ્રત હતું. કોઈ વળી રાતદિન એક પગ પર જ ઉભા રહેતા. કેટલાક કેવળ પાણીનો જ આહાર કરતા તો કેટલાક કેવળ વાયુભક્ષણ કરીને જ રહેતા. કેટલાક હમેશાં ખુલ્લી જગામાં ઉભા રહેતા, તો કેટલાક દર્ભ પાથરીને તેનાપર શયન કરતા. કેટલાક પર્વતપર રહેતા અને કદી નીચે ઉતરતા નહિ. કેટલાકનો વળી હમેશાં ભીનાં વસ્ત્ર પહેરી રાખવાનો નિશ્ચય હતો. કેટલાક ચોપાસ તાપણાં સળગાવી એની વચ્ચે બેસી પંચાગ્નિ સેવન કરતા હતા. આમ નાના. પ્રકારનાં શરીર-કષ્ટ કરીને એ બધા તપસ્વીઓ જપ કર્યા કરતા અને સમાધિની ધૂન લગાવી રહ્યા હતા.

એમની દિવ્ય શાંતિમાં ખલેલ પડાવનાર માત્ર એક વસ્તુ હતી. દંડકારણ્યમાં રાક્ષસોનો પણ વાસ હતો. એ રાક્ષસો ઋષિઓપર વારંવાર ધાડ પાડતા, એમના યજ્ઞમાં ભંગાણ પડાવતા અને કેટલીક વાર તેમને મારી પણ નાંખતા. કેટલાયે તપસ્વીઓ આમ રાક્ષસોનો ભોગ થઈ પડ્યા હતા. રાક્ષસોના જુલમનો ઉપાય કરવાની એમનામાં શક્તિ ન હતી એમ નહિ. ત્રિભુવનને પણ પલકમાં બાળીને ભસ્મ કરે એવું એ તપસ્વીઓમાં તેજ હતું. પણ એ તેજ ગૂઢ હતું અને એનો તેઓ ઉપયોગ કરતા નહિ. ઘણાં વિઘ્ન વેઠીને અને અગણિત લાલચોને હઠાવીને કણ કણ કરીને સંચિત કરેલા તપને શાપ આપીને ક્ષણવારમાં બાળી નાંખવું એ તેમને ન ગમતું. તેમને મન નાશવંત દેહ કરતાં તપની કિંમત વધારે હતી. એથી તેઓ મુંગે મોઢે રાક્ષસોનો ત્રાસ સહન કરીને ક્રોધને દબાવી રહ્યા હતા. ક્રોધનો સહેજ પણ વિજય થાય તો તપ ક્ષીણ થઈ જાય, તેથી તેઓ સંભાળી સંભાળીને ચાલતા હતા.

તેમણે જ્યારે સાંભળ્યું કે બે ધીર વીર ક્ષત્રિયકુમાર દંડકારણ્યમાં આવ્યા છે અને તેમણે અત્યાર સુધીમાં ઘણા રાક્ષસોને માર્યા છે, ત્યારે તેમનાં મન પ્રફુલ્લિત થયાં. આ ક્ષત્રિયકુમારો દંડકારણ્યમાંથી રાક્ષસની જડ કાઢશે કે ઓછામાં ઓછું તેમને ત્યાંથી ભગાડી તો મૂકશે એ આશાથી તપોવનવાસીઓને આનંદ થયો. જે ઋષિમુનિઓ ત્રિકાળજ્ઞાની હતા તેમને તો વિષ્ણુભગવાને દુષ્ટ રાક્ષસોનો સંહાર કરવાને અવની પર અવતાર લીધો છે એ વાતની ખબર હતી. ઋષિઓનું એક પ્રતિનિધિમંડળ રામ પાસે ગયું અને તેમને દંડકારણ્યમાં રહી રાક્ષસોનો ભય ફેડવાને વિનંતિ કરી.

ચન્દ્રશંકર શુક્લ

---

# દીકરો !

ચલાળા ગામથી ચાર ગાઉ ઉપર બરાબર ગરને કાંઠે શેલ નામની એક નદી ચાલી જાય છે. કાળા પત્થરોની એની ભેંકાર ઉંચી ભેખડો વચ્ચે ધીરાં ધીરાં ગરજતાં એનાં પાણી વહ્યાં જાય છે—જાણે કોઈ ભૂતાવળનાં છોકરાં માને ધાવતાં ધાવતાં હોંકારા કરી રહ્યાં છે.

એ વિકરાળ નદીને કાંઠે પંખીના માળા જેવડું નાનું લાખાપાદર નામનું ગામડું છે. લાખાપાદરની ચોપાસ નદીઓ જ ચાલી જાય છે. ચોમાસામાં તો જાણે પાતાળલોકની નાગકન્યાઓ પૃથ્વી ઉપર નાચ કરવા નીકળી હોય તેમ અનેક ઝરણાં ફૂટી નીકળે છે. સતજુગના ઋષિ જેવા એક જૂના વડલાની છાંયડી નીચે પત્થરની ભેખડમાંથી પાણીનો મોટો ધોધ પડે છે. એ ધોધની આસપાસ લોકોએ ગૌમુખ બાંધીને ગૌમુખી ગંગા સ્થાપ્યાં છે. પડખે જ શંકર બેઠા છે. કુદરતે એકસામટી ગુલાબી કરેણ ઉગાડી છે. આંબાની ઘટા જામી છે. નીચે એ ગૌમુખીને ઝીલનારો, કુદરતમાતાએ જાણે માપી-માપીને કંડારેલો નિર્મળ કુંડ આવેલો છે. નીચાણમાં ઉંડો ધરો છે. વડલા ઉપર મોરલા ટૌકે છે, ગૌમુખીનાં નીર ખળખળે છે, કુંડમાં નાની માછલીઓ તગમગે છે, ને ધુનામાં મગર શેલે છે. કુદરતના રૂપમાં કોમળ અને વિકરાળ બેય રેખા કેવી જુક્તિથી આંકેલી છે! એવે સ્થળે જન્મનારાં માનવી પણ એક વખત એવાં જ કોમળ અને વિકરાળ હતાં! શૂરવીર ને પ્રેમી હતાં!

એ ગામડામાં લાખાવાળા નામે એક કાઠી દરબાર થઈ ગયા. લાખાવાળા જેવા પરાક્રમી હતા તેવા જ પ્રભુભક્ત હતા.

એક દિવસ લાખાવાળા દરબાર ચલાળા ગામે કોઈકને કારણે ગએલા. આસપાસના બીજા ઘણા કાઠી ગલઢેરા પણ આવેલા. કામળીઆવાડનો ભોજો કામળીઓ પણ આવેલો. ભોજો કામળીઓ ભયાનક લુંટારો હતો. મુલકની ગાયો ભેંસો ચોરાઈને આવે એને ભોજો કામળીઓ સંઘરતો. એનું નામ લેતાં તો છોકરાં છાનાં રહી જતાં.

ચલાળામાં ભેળો થયેલ કાઠી ડાયરો ભોજા કામળીઆની લોંઠકાઈનાં વખાણ કરવા મંડયો. એકેએક કાઠી ભોજાને સારૂં લગાડવા મંડયો. "બા, ભોજો ક્યાંય થાય?" "ભોજાભાઈની તો ફે ફાટે." "ભોજે તો મોટા ગઢપતિને ધ્રૂજાવ્યા"! એવી એવી તારીફ વચ્ચે બેઠો બેઠો ભોજો રૂપે મઢેલા હોકાની ધીરી ધીરી ઘૂંટ તાણી રહ્યો છે. બધા કાઠી એની પાસે બકરાં જેવા લાગે છે.

ભોજાનાં બહુ વખાણ થવા માંડયાં ત્યારે લાખાવાળાથી ન રહે-વાયું. એણે ધીરે રહીને વચન કાઢયું કે "હા, બા, હા, ભોજો મલકનો બાદશાહ, ને કાઠી એનાં કુતરાં! ભોજો સાંઢ, ને કાઠી એના ભાંડ!"

ડાયરો થંભી ગયો. ધગાવેલા ત્રાંબા જેવી લાલઘુમ આંખો કર-ડીને ભોજે એના પાડાના જેવા કાંધમાંથી અવાજ કાઢયો કે "એ કોણ?"

"ભોજા, એ તો હું લાખાવાળો."

"ઠીક, લાખાવાળા! લાખાપાદર આડો હવે ગઢ ચણાવજે. માટી થાજે."

"માટી તો મા જણે ત્યારે થઈને જ સૌ આવે છે; ત્યાર પછી માટી થવાય નહિ, અને લાખાપાદરને તો જીવતાં શરીરોનો જ ગઢ શોભે. માટે ભોજા, તું આવજે. તું વખાણીશ એવી મહેમાનગતી કરશું."

સહુ પોતપોતાને ઘેર ગયા. લાખાવાળાને તે દિવસથી ભણકારા વાગી ગયા કે નક્કી ભોજો લાખાપાદર ઉપર પડશે. તે દિવસથી લાખા-વાળો પરગામ જઈને રાત નથી રોકાતા. જ્યાં જાય ત્યાંથી ઝાલર ટાણે તો ઝાંપામાં આવી જ પહોંચે.

એ વાતને તો છ આઠ મહીના થઈ ગયા. લાખાવાળાને લાગ્યું કે ભોજો કાં તો ભૂલી ગયો, ને કાં તો થડકી ગયો. એ રીતે મનમાંથી ફડકો ઓછો થયો.

એક દિવસ લાખાવાળો ચલાળે ગયા. ચલાળાના ગલઢેરા કહે કે "લાખ વાતે પણ આજની રાત નહિ જાવા દઈએ."

લાખાવાળો બોલ્યા કે, "બા, રાતે ગામ રેઢું મુકાય નહિ. ભોજાને નોતરાં દીધાં છે."

"હવે ઠીક. ભોજો ક્યાં તમારી વાંસે ભમતો ફરે છે?"

કચવાતે મને દરબાર રોકાણા. રાતે ઢોલીઆમાં એને ઊંઘ ન આવી.

આંહી લાખાપાદરમાં શું થયું? સાંજ પડી અને વાવડ મળ્યા કે, "ભોજો કટક લઈને આવે છે." ગામનો ઝાંપો બંધ કરી, આડાં ગાડાં ગોઠવી, લોકો હથિયાર લઈ ઉભા રહ્યા. પણ દરબાર વિના લોકોની છાતી ભાંગી ગઈ.

ભોજાનું કટક પડ્યું. ઝાંપા ઉપર લાખાપાદરના કૈંક જુવાન કામ આવ્યા. ઝાંપો તૂટ્યો. કટક ગામમાં પેસીને વસ્તીને ધમરોળવા મંડ્યું. નક્કી કર્યું હતું કે લૂંટ કરી કરીને સહુએ પરબારા ગામને સીમાડે કોઈ ઝાડ નીચે મળવું. તે પ્રમાણે સહુ ચાલવા મંડયા.

ગામમાં કબરસ્તાન જેવી શાંતિ છવાઈ ગઈ. ભોજો કામળીઓ સમજતો હતો કે લાખાવાળો ઘરમાં સંતાઈ રહ્યો છે. એ લાખાવાળાના ફળીમાં જઈને હાકલા કરવા મંડયો કે "કાઠી! બા'રો નીકળ, બા'રો નીકળ."

ઓરડામાં ઉભી ઉભી લાખાવાળાની સ્ત્રી થરથરતી હતી. એણે જવાબ દીધો કે "ભોજા, કાઠી ઘરે હોત તો તો શેલને સામે કાંઠે તને લેવા આવત, સંતાત નહિ."

ઉંચી ઉંચી ઓસરીની એક થાંભલીને ટેકો દઈને લાખાવાળાની એક દીકરી ઉભી હતી. પંદર વરસની ઉમ્મર થઈ હશે. ભોજાના

પડકારા, લોહી તરબોળ ભાલું, ને લાલઘુમ આંખો એ છોકરીને મન જાણે કાંઈક જોવા જેવું લાગતું હતું—બ્હીવા જેવું નહિ. એ શાંત ઉભી હતી. અંધારી રાતે જોગમાયા જેવી લાગતી હતી. મોતની લીલા તો જાણે ખૂબ નીરખી હોય તેવી ઠરેલી એની મુખમુદ્રા હતી ! પેલા વડલાની છાંયડીએ રસેલી અને ધરામાં નહાઈ નહાઈને વજ્ર જેવી બનેલી એની કાયા હતી.

ભોજે જોયું તો ફળીમાં એ બાઈ ઉભી હતી તે થાંભલા પાસે જ એક વછેરો બાંધેલો. બાપ સગા દીકરાને ચડવા ન આપે એવો એ વછેરો ! લાખાવાળાનો આત્મારામ એ વછેરો । ભોજે વિચાર્યું કે "આ વછેરો લઈ જઈને જગતને બતાવીશ; લાખાવાળો જીવશે ત્યાં લગી નીચું જોઈને હાલશે."

પોતાના હાથમાં ભાલું હતું તે ઓસરીની કોરે ટેકવીને વછેરાના પગની પછાડી છોડવા ભોજો નીચે બેઠો. માથું નીચું રાખીને પછાડી છોડવા મંડયો. બરડો બરાબર લાખાવાળાની દીકરીના સામો રહ્યો.

ઓરડામાંથી મા કહે છે કે "બેટા, આંહી આવતી રહે."

પણ કાઠીની દીકરી શું જોઈ રહી છે ? તૈયાર ભાલું, તૈયાર બરડો, અને નિર્જન ફળિયું ! વિચાર કરવાનો એને વખત નહોતો. એણે ભાલું ઉપાડયું; ત્યાં ઉભાં ઉભાં જ બે હાથે ઝાલીને એ જોગમાયાએ ભોજાના પહોળા બરડામાં ભાલાનો ઘા મૂકયો. ભચ દેતું ભાલું સોંસરવું ગયું. ભોજાને ધરતી સાથે જડી દીધો.

નીચે ઉતરી, ભોજાની જ તરવાર કાઢી, દીકરીએ એને ઝાટકા મૂકયા. શરીરના કટકા કર્યા. પછી માને બોલાવી, "માડી, પછેડી લાવ્ય, ગાંસડી બાંધીએ.".

ગાંસડી બાંધીને ઓરડામાં મૂકી દીધી. કોઈને ખબર ન પડવા દીધી.

ગામમાંથી આખી ફોજ નીકળી ગઈ હતી. સહુને મન એમ હતું કે ભોજો મોઢા આગળ નીકળી ગયો હશે.

દીકરીએ તે જ ટાણે ગઢવીને બોલાવ્યા. દીકરી કહે કે "ગઢવા, ચલાળે જાઓ, ને બાપુને કહો કે પરબારા ક્યાંય ન જાય, આંહી આવીને એકવાર મારે મોઢે થઈને પછી ભલે ભોજાની વાંસે જાય. પણ પરબારા જાય તો મને મરતી દેખે."

ગઢવી ચલાળે પહોંચ્યા. દરબારે વાત સાંભળી કે ભોજે ગામ ભાંગ્યું. લાખાવાળાને માથે જાણે સાતે આકાશ તૂટી પડયાં!

"હવે હું શું મોઢું લઈ લાખાપાદર આવું? પરબારો શત્રુઓને હાથે મરીશ.

"પણ એકની એક દીકરીના સમ! ડાહી દીકરી શું કામ બોલાવતી હશે! મારા સંતાનને મારું મોઢું કાળું કરવાની કુમતિ કદી ન સૂઝે. કંઈક કારણ હશે! જાઉં!"

દરબાર ઘેર પહોંચ્યા. ત્યાં ધીરેક રહીને દીકરીએ કહ્યું, "બાપુ તમારે જાવું હોય તો ભલે, પણ કટક કોરું નથી ગયું. એક જણને તો આંહી રાખ્યો છે."

એમ કહીને ઓરડામાં લઈ જઈને ગાંસડી છોડી બતાવી. લાખાવાળાએ મોઢું ઓળખ્યું. એ તો ભોજો પોતે!

દરબારનું હૈયું હરખથી અને ગર્વથી ફાટવા લાગ્યું. એણે દીકરીને માથે હાથ મૂક્યો. એ બોલ્યો કે "જગત કહેતું કે મારે દીકરી છે. પણ ના, આજ જાણ્યું કે મારે તો દીકરો છે!"

ઝવેરચંદ મેઘાણી

" Books, indeed, endow us with a whole enchanted palace of happy thoughts."

*Macaulay*

પુસ્તકો મળ્યાં એટલે સદ્વિચારો રૂપી એક આખો મનમોહક મહેલ મળ્યો એમ જ સમજવું.

મેકૉલે

ટીકા

# દલપતરામ

( ઈ. સ. ૧૮૨૦—૧૮૯૮ )

" ડાવકું હાસ્ય, મર્માળા કટાક્ષ, વાણીની મીઠાશ, અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય એ વડે દલપતશૈલીનાં શાંત અને સુબોધક વર્ણન ઝગઝગી રહ્યાં છે. " સ્વ. નવલરામ

" વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હરોડ દેશમાં;
એ પ્રભાતે ઉગ્યા આપ, આશાવાદી અરુણ શા. "

ન્હાનાલાલ

" સજન સંભળાવજો રે, ધીરે ધીરે સુધારાનો સાર,
સજન સ્નેહ સહિત સંભળાવજો. "

દલપતરામ

ઉપલાં ત્રણ અવતરણો કવિના જીવન પર પ્રકાશ નાખે છે. રાજા અને પ્રજા ઉભયનું હિત સાધનાર, શાન્ત બોધક કાવ્યશક્તિ વડે અનેકવિધ સુધારા તરફ લોકોનું લક્ષ દોરનાર, અને ગુજરાતી સાહિત્યની બની તેટલી સેવા કરનાર લોકપ્રિય કવિ દલપતરામ જીવ્યું સાર્થક કરી ગયા છે. એમની કીમતી મદદ વગર ફારબસ (ફૉર્બ્ઝ) સાહેબ ઝાઝું કરી શક્યા ન હોત. ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ કવિ દલપતરામનું ઋણ ફેડી શકે એમ નથી. હોપ વાચનમાળા કવિ દલપતરામ વગર અધુરી જ રહેત, અને અમારા બાલપણના ક. દ. ડા. ( કવિ દલપતરામ ડાહ્યાભાઈ) વગર અમે પણ કવિતાનો પ્રસાદ અને આનંદ કદાચ ના મેળવી શકત. એમના પુત્ર કવિ ન્હાનાલાલ કાવ્યશક્તિમાં પિતાથી સવાયા થયા છે, એ જોઈ સદ્દગત કવિનો આત્મા બહુ પ્રસન્ન થતો હશે.

## આર્યભૂમિનું હિત

(પૃ. ૧) પોતાના દેશનું હિત ઇચ્છવું એ દરેક કેળવાએલા માણસની ફરજ છે. માત્ર ઇચ્છવું એટલું બસ નથી, પણ આપણાં કાર્યોથી આપણા દેશને લાભ થાય, હાણ ન થાય, એવી કાળજી રાખવાની જરૂર છે. સ્વદેશના નઠારા ચાલ દૂર કરવાનો પ્રયત્ન કરી સારા ચાલ (સુધારા) દાખલ કરવા તથા કરાવવા તનતોડ મહેનત કરવી ઘટે છે. સ્વદેશપ્રેમ વગરના માણસને અંગ્રેજ કવિ સ્કૉટે નિષ્પ્રાણ, ચેતન રહિત કહ્યો છે, જીવતો મુઆ બરાબર ગણ્યો છે.

**અસ્થિ**—(સં.) અને **ચર્મ** (સં.)—હાડચામ, હાડકાં અને ચામડાં.

**ચર્મ–ચામ**
**ઘર્મ–ઘામ**
**દુગ્ધ–દૂધ** } સંસ્કૃત શબ્દો પરથી ગુજરાતી શબ્દો કેવા થયા છે તે વિચારવું.

**ખટકર્મ**—ધર્મનાં કામ. ખટ (સં. षट्)=૬. (સં.) **વિષ**–વિખ, વખ. **ઋષિ**—ઋખિ. **ભાષા**—ભાખા, ભાખે. **નિયમ** વિચારો.

## ભાદરવાનો ભીંડો

(પૃ. ૧) હલકો માણસ હલકાઈ બતાવે, ત્યારે ધીર ગંભીર પુરુષે કેમ વર્તવું તે આ કાવ્ય પરથી જણાય છે. ક્યાં ભાદરવાના ભીંડાનો નાનોશો છોડ અને ક્યાં વિશાળ વડનું વૃક્ષ?

**સર્વથા** (સં.)—સર્વ પ્રકારે, બધી રીતે, નિરાંતે. **સર્વદા** (સં.)—સદા, હંમેશ. આ બે શબ્દોનો ભેદ પારખવો.

## એક શરણાઈવાળો

(પૃ. ૨) આ કાવ્યની છેલ્લી બે લીટીઓમાં બધો અર્થ સમાએલો છે. સાંબેલું બજાવવાનું કહેનાર શેઠ સંગીતના કેટલા કદરદાન છે જગતમાં વિદ્યાની કદર કરનાર પણ બહુ હોતા નથી. માણસ વિદ્વાન કદાચ ન થઈ શકે, પણ વિદ્યારસિક તો જરૂર થઈ શકે.

## કેડેથી નમેલી ડોશી

(પૃ. ૨) “ પીપળ પાન ખરંતાં, હસતી કુંપળિયાં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપલિયાં. ”—
એ પ્રસિદ્ધ લીટીઓનો ભાવ આ કાવ્યમાં છે.

જુવાનીને ગદ્ધાપચીશી કહી છે એ આ કાવ્ય વાંચીને સાચું લાગે છે. જુવાન પોતાની મસ્તીમાં ઘરડી ડોશીને હસે છે; પણ ડોશીએ કેવો સરસ ઉત્તર દીધો?

**અછતી**—છતી નહિ; ખુલ્લી નહિ, ઢંકાએલી, ખોવાએલી. **દિવાની** (ફા.)—ઉન્મત્ત, છકેલી, મસ્તીખોર. **જરા** (સં.)—ઘડપણ.

## ઊંટ

(પૃ. ૩) માણસને પોતાના દોષ સૂઝતા નથી, પણ પારકાના તો ઝટ સૂઝે છે; તે વિષે આ કાવ્ય છે. ‘ઊંટનાં અઢારે વાંકાં’ એ કહેવત સંભારો.

**વારણ** (સં)—હાથી.

આપણી વાર્તાઓમાં શિયાળને બહુ બુદ્ધિમાન પ્રાણી ગણેલું છે.

## રળિયામણી ગુજરાત

( પૃ. ૩ ) અંગ્રેજીમાં કહેવત છે, કે દેશાટન વગર કેળવણી અધુરી જ ગણાય. આપણા દેશમાં જાત્રાનો રિવાજ હજી ચાલુ છે, અને તેનો ઉદ્દેશ પણ કેળવણીની ઊણપ પૂરવાનો છે; સાથે સાથે ધર્મની ભાવના વધે ને માણસ પ્રભુને સંભારતો થાય તે પણ ખરું જ.

હિંદુસ્થાનમાં ગુજરાતની ભૂમિ રળિયામણી ગણાય છે. ગુજરાતની મોટી નદીઓ, પહાડો, અને સર્વત્ર લીલોતરીવાળી જમીન પર પ્રાન્તમાંથી આવનારને મોહક લાગે છે. વળી અહીંના હુન્નરઉદ્યોગ તથા કારીગરીના નમુના પણ વખણાય છે.

( પૃ. ૪ ) **શમશેર** (ફા.)—તલવાર. **પ્રતિમા** (સં.)—મૂર્તિ.

ડુંગરપુરની મૂર્તિઓ ઘાટ માટે વખણાય છે. વડનગરા નાગરોમાં ડુંગરપરા એવો એક વિભાગ છે, તેઓ ડુંગરપુરથી આવેલા.

**કાંબી**—પગે પહેરવાનું રૂપાનું ઘરેણું; કલ્લાંને કાંબી એમ બોલાય છે.

**ઝૂમણું**—ગળામાં પહેરવાનું સોનાનું ઘરેણું.

'સુરતનું જમણ ને કાશીનું મરણ' એ કહેવત પ્રસિદ્ધ છે.

**પાપડી**—સુરતની પાસે કતારગામ છે, ત્યાંની પાપડી ખાસ વખણાય છે.

**બરફી**—સુરતનાં હવાપાણીને લીધે ત્યાં જેવી બરફી બને છે, તેવી ત્યાંના જ કંદોઈ પણ બીજે સ્થળે બનાવી શકતા નથી.

**પેંઠણી**—પેંઠણની, પેંઠની.

પેંઠણ (અથવા પેંઠ) મધ્યપ્રાન્તમાં શહેર છે. (સં. પ્રતિષ્ઠાન.)

**પીતાંબર** (સં.)—પીત=પીળું, અંબર=વસ્ત્ર. હવે ગમે તે રંગના રેશમી (પુરુષને પહેરવાના) વસ્ત્રને પીતાંબર કહે છે.

**ભાલ**—અમદાવાદમાં ભાલના ઘઉં ઉત્તમ ગણાય છે.

**ગજદંત** (સં.)—હાથીદાંત. **સિંહલદ્વીપ**—લંકા.

દ્વીપ (સં)—બેટ } જોડણી પર લક્ષ દેવું.<br>
દ્વિપ (સં)—હાથી }

**હેમ** (સં.)—સોનું.

સોની લોકો 'હીમ અમુક ગદિયાણા' એમ બોલે છે ને ચોપડામાં લખે છે, તે 'હીમ' સંસ્કૃત 'હેમ'નું રૂપ છે. વળી—આવજો, આ ચરણ સામાન્ય રાખીને કવિએ ગૃહસ્થાશ્રમનો મધુર ભાવ સૂચવ્યો છે.

(પૃ. ૫) વાગડ—કચ્છનો દક્ષિણ પ્રદેશ, જામનગરને સામે કાંઠે.

## મનરૂપી ઘોડો

(પૃ. ૫) મનને કાબુમાં રાખવું બહુ મુશ્કેલ છે તે વિષે આ કાવ્ય છે. માણસના શરીરને કેદમાં પૂરી શકાય છે, પણ મનને કોઈ ઝાલી શકતું નથી. મનનું કામ વિચાર કરવાનું છે, અને માણસને વિચાર વાયુવેગે આવે છે ને જાય છે, ખૂબ અભ્યાસ રાખે ને વારંવાર મન મારે, તો જ વિચાર રૂપી ઘોડો લગામમાં રાખી શકાય છે.

**જેના જડે નહિ જોડો**—વિચાર જેવું વેગવાળું બીજું કશું નથી. જોડો=જોટો.

**ગણે નહિ પુણ્ય પાપ**—સારા કે નરસા વિચાર આપણા ધાર્યા આવતા નથી; નઠારા વિચાર મનમાં ન પેસે તે માટે ખૂબ જાગૃત રહેવું પડે છે.

**ગણે—પૂર,**—મોટી મોટી નદીઓ ને સાગરો મનરૂપી ઘોડો જોતજોતામાં ઓળંગી જાય છે.

**ફીતુર**—સ્વચ્છંદ.

## કોયલાની કાળપ

(પૃ. ૫) 'પ્રાણુ ને પ્રકૃતિ (સ્વભાવ) જોડે જાય,' એ કહેવત જાણીતી છે. કોયલા કદાપિ ધોળા થાય નહિ, તેમ માણસનો અમુક સ્વભાવ હોય તે ટાળવો લગભગ અશકય છે.

**કાળપ**—કાળાશ, કાળાપણું. સરખાવો—મોટપ, નાનપ, સારપ.

કામ, ક્રોધ, લોભ, વગેરેને આપણા આત્માના શત્રુઓ કહેલા છે. તેમને જે જીતે, તે ચક્રવર્તી રાજાથી ય મોટો સમજવો.

**રાજહંસ**—મુંબઈના લુવાણા ઠક્કર હંસરાજ કરમશીને 'હંસ-કાવ્યશતક' કવિએ ભેટ કર્યું હતું. રાજહંસ=હંસરાજ.

## ટેવ

( પૃ. ૬ ) ' પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ? '

એ કવિ દલપતરામની પંક્તિ કહેવતરૂપ થઈ ગઈ છે.

**શ્વાન (સં.)**—કુતરો, શ્વાનની પુંછડી શિલાની સાથે સાંધી–એ પ્રમાણે અન્વય કરવો. 'કુતરાની પુંછડી વાંકી તે વાંકી' એ કહેવત સંભારો.

**નહિ–બેસે,**—સારી ટેવ પાડવી બહું મુશ્કેલ છે, ખોટી ટેવ સહેજમાં પડે છે.

**નીર (સં.)**—પાણી

'નેવનાં પાણી તે મોભે ચઢે ?' એ કહેવત છે.

(પૃ. ૭) ટળે-ટાળો,—બાળપણમાં ખોટી ટેવ છોડવી સહેલ છે, મોટા થયા પછી છૂટશે નહિ.

આ પંક્તિ પર વિદ્યાર્થીએ ખૂબ મનન કરવું ઘટે.

દલપતરામે—ભુજંગી છંદમાં બેસે એટલા માટે આ શબ્દ 'દલ્પત્તરામે' એમ ગણી લેવો.

રચ્યા છે | રૂડા છં | દદલ્પ | ત્ત રામે—

એ પ્રમાણે ચાર યગણ થાય છે.

## સંપ

(પૃ. ૭) સંપ અને લક્ષ્મી વચ્ચે સંવાદ ચાલે છે. તેમાં સંપ લક્ષ્મીને કહે છે. તુજ=તારી (લક્ષ્મીની) ફંદ=ફાંદો, પ્રપંચ.

રાધા અને વિરજા એ ગોપીઓનાં નામ છે. ગોલોકમાં શ્રીકૃષ્ણ ભગવાનને રાધા તથા વિરજા ગોપીઓની અદેખાઈને લીધે શોક સહેવો પડયો હતો.

રુક્મિણી ને સત્યભામાને રોજ અણબનાવ થતો હતો તેથી શ્રીકૃષ્ણને સંતાપ વેઠવો પડતો હતો.

કૈકેયીના કલેશથી રામાવતારમાં ભગવાનને વનવાસ વેઠવો પડયો હતો; અને ત્યાં સીતાના કંકાસથી કનકમૃગની પાછળ જવું પડયું હતું અને પરિણામે સીતાનું હરણ થયું હતું.

કોશલદેશ—અયોધ્યાની આસપાસના દેશનું નામ.

નરેશ (સં. નર+ઈશ) = રાજા.

વડા—વખાણે,—વડા વિવિધ કવિઓ વખાણે=મોટા મોટા અનેક કવિઓ વખાણે=મોટા મોટા અનેક કવિઓ દશરથ રાજાના ગુણ ગાય છે; જેવાકે વાલ્મીકિ, કાળિદાસ, તુલસીદાસ, વગેરે.

અલક્ષ—લક્ષમાં (કલ્પનામાં) ન આવી શકે એટલી બધી.

નૃપ-થયું—દશરથ રાજા વણમોતે મુઆ.

# સામળભટ

| | |
|---|---|
| વિ. સં. ૧૭૪૦–૧૮૨૦ | આ સમયમાં |
| ઇ. સં. ૧૬૮૪–૧૭૬૪ | હયાત હતા. |

'ચોપાઈ તુલસીદાસ કી, છપ્પય સામળ ખાસ.'

છપ્પા તો સામળભટના જ. ગુજરાતી ભાષામાં બોધક ને રસમય છપ્પા દાખલ કરવાનું માન સામળને ઘટે છે; તેમજ કલ્પના ને ચમત્કાર ભરી વાર્તાઓથી લોકનું મનરંજન કરવાનું માન પણ એને ઘટે છે. ઓછું ભણેલા ઓછા સંસ્કારવાળા સામાન્ય માણસોને સામળની વાર્તાચાતુરીમાં જે રસ આવે, તે પ્રેમાનન્દની સુઘડ સંસ્કારપૂર્ણ રસમય મધુરવાણીમાં ન આવે. પ્રેમાનંદનાં આખ્યાનો સમજવાને કાંઇક સંસ્કાર જોઈએ, કાંઇક જ્ઞાન જોઈએ; સામળને હરકોઈ માણસ વાંચીને પોતાનું મનરંજન કરી શકે. આજે પણ ગુલબકાવલીની વાર્તા કે ગજરામારૂની વાર્તાની લાખો પ્રતો ખપી જાય છે, અને આપણા શિષ્ટ ગ્રન્થો કેટલેય વર્ષે નવી આવૃત્તિ પામે છે. સામળના જ (પ્રેમાનન્દને ઉદ્દેશીને લખેલા) શબ્દોમાં કહીએ તો—

સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક;<br>સાદામાં શિક્ષા કથે, તે જ કવિજન એક.

સામળભટ શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતા અને અમદાવાદ પાસે ગોમતીપુરની નજીક આવેલા વેંગણપુરમાં રહેતા હતા. ખેડા જિલ્લાના માતર તાલુકાના સીંહૂજ (સૂંઝ) ગામના લેઉઆ પટેલ રખીદાસે કવિને સારો આશરો આપ્યો હતો, અને બદલામાં કવિએ પટેલને 'મૂખ

ચડાવ્યા હતા; 'ભોજ સમોવડ ભૂપ' એટલો બધો ઇલકાબ આપી દીધો હતો. પ્રેમાનંદમાં ને સામળમાં આ મોટો ફરક. એકે હરિ સિવાય કોઈના ગુણ ગાયા નહિ અને બીજાએ એક સામાન્ય પણ પૈસાદાર પટેલને માટે કવિતા કરી.

છતાં કવિ તરીકે સામાળનું સ્થાન પણ ઊંચું છે. તેનાં કાવ્યોમાં મનુષ્યસ્વભાવનું અવલોકન ઝીણવટભર્યું દેખાય છે. મુખ્ય કાવ્યોઃ–સિંહાસન બત્રીશી, વૈતાળપચ્ચીશી, શિવપુરાણ, નંદબત્રીશી, રાવણમંદોદરીસંવાદ, અંગદવિષ્ટિ, પદ્માવતીની વાર્તા, ભદ્રાભામિની, મદનમોહના, ઉદ્યમકર્મસંવાદ.

'જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે,' એવાં અનેક વચનો કહેવત રૂપ થઈ ગયાં છે.

## ઉદ્યમ

(પૃ. ૮) પ્રારબ્ધ બળવાન કે પુરુષાર્થ, નસીબ ચડે કે ઉદ્યમ? આ જૂના પ્રશ્નનો ઉકેલ અહીં સૂચવ્યો છે. ભૂતકાળમાં આપણે કરેલાં કામો વર્તમાનમાં આપણને ફળ દઈ રહ્યાં હોય છે; એટલે ભવિષ્યમાં સુખ જોઈતું હોય તો વર્તમાન કર્મ સારાં કરવાં જોઈએ, જેથી કરીને ભાવિ નસીબ સારૂં બંધાય. કપાળે હાથ દઈને બેસી રહેવું, નસીબમાં હશે તે થશે, મળવાનું હશે તો મળશે,–એવાં વચન કાઢનાર કાયર પુરુષ છે, તેનામાં પુરુષાર્થ નથી. પ્રારબ્ધ પુરુષાર્થ વડે જ બંધાય છે, માટે કર્મ તો કર્યેજ છૂટકો એટલું જ નહિ, પણ સારાં કર્મ કરવાં જોઈએ; બીજા કશા ખાતર નહિ તો ભવિષ્યમાં સુખી થવાય એટલા માટે પણ મનુષ્યે સારાં કર્મ કરવાં જોઇએ.

**નારી–મર્મ**—સામળભટના 'ઉદ્યમકર્મસંવાદ' એ નામના કાવ્યમાં કામકળા નામની ગણિકા અને શિવશર્મા નામના પંડિત વચ્ચે વાદ થાય છે.

**નારી**–કામકળા.

**મર્મ**–(**સં.**)–રહસ્ય.

**શુકદેવ**—વ્યાસજીના પુત્ર; તે બાળયોગી હતા.

**મુંગો—ખાય,**—મુંગાથી બોલવાનો ઉદ્યમ ન થઈ શકે; પાંગળાથી ચાલવાનો ઉદ્યમ ન થઈ શકે; એમ ના છૂટકે જ માણસ ઉદ્યમ હીન રહે છે; અર્થાત અમુક અનિવાર્ય અપવાદ સિવાય સૌ લોકોને ઉદ્યમને વશ થવું જ પડે છે. નસીબને આધારે બેસી રહેનાર માણસ ગોદા ખાય છે.

**વિપ્ર (સં.)**—બ્રાહ્મણ

**પૃ. ૯ લોઢું—અંગાર,**—લોઢું અને પત્થર હોય, પણ ખૂબ સખત મહેનત કર્યા વિના કાંઈ દેવતા પડે નહિ. કર્મ જ હાડ=હાડકાં ભાંગી જાય એવું સખત કામ, મહેનત.

**દવાત (ફારસી)**--ખડીઓ.

**કથાંતર(સં.)**—બીજી કથાઓ, અનેક કથાઓ.

## વાડ થઈને ચીભડાં ગળે

(પૃ. ૯) 'નન્દબત્રીશી'માં પ્રધાનનો પોપટ નંદસેન રાજાને શિખામણ દે છે.

વાડ–ગળે,–જેમ વાડ ચીભડાં ખાઈ જાય નહિ, તેમ પિતાતુલ્ય રાજા પોતાની પ્રજાને કનડે નહિ.

(પૃ. ૧૦) **કુંડળ—જાણ,**—કાન જો કુંડળને ખાઈ જાય, તો તેની ફરિયાદ કોને કરવા જઈએ ? અર્થાત,, એમ બને જ નહિ, અને રાજા પોતાની રૈયતપર કુદષ્ટિ કરે જ નહિ.

**છાની—દે,**—કોઈને ત્યાં આપણે છાની રીતે (બીજા કોઈને કહ્યા વિના) કંઈ થાપણ મૂકી આવ્યા હોઈએ અને તે માણસ લોભને વશ થઈ થાપણ ઓળવે, તો તે બાબતમાં સાક્ષી ક્યાંથી લાવવો ?

**આગળ**=ભવિષ્યમાં

## સદ્વિદ્યા વિષે

(પૃ. ૧૦) **સત્યે**=ખરેખર

વીખ—વિત્તે,—સંપત્તિમાં સ્વાભાવિક રીતે મનુષ્યને અભિમાન, ઝેર ચઢે છે, તેનો ઉતાર એક જ છે—સદ્વિદ્યા.

વર (સં.)—સારી.

રિદ્ધિ (સં.)—પૈસોટકો, સમૃદ્ધિ.

(પૃ. ૧૧) મણા=ખોટ, ખામી.

સદવિદ્યા—થકી,—લક્ષ્મી, રાજ્ય, રૂપ, વગેરે ચંચળ છે, અનિત્ય છે, પણ સાચી વિદ્યા હમેશ ટકનારી છે એમાં સંદેહ નથી.

વાન(સં. वर्ण)—શરીર. 'સોળે સાન ને વીસે વાન.'

વિદ્યા—પશુ,—विद्याविहीनः पशुः ।

બગ્ગા (સં. बक)—બગલો

કગ્ગા (સં. काक)—કાગડો

પ્રાક્રમી—(સં. पराक्रम)—પરાક્રમી

પંડિત—મોર છે,— વિદ્વાન માણસ સૌ કરતાં ચડિયાતો છે. સરખાવો—

'મોર મુગટ શિર પર ધર્યો.'

અડવાણો—અડવો, ઉઘાડે પગે.

અલખત—દોલત.

ખડધાન્ય—વગર વાવ્યે ઊગતું અનાજ, સામો, નમાર, વગેરે; અર્થાત, હલકું ધાન્ય.

(પૃ. ૧૨) કથીર—હલકી ધાતુ, કલાઈ જેવી.

મૂર્ખ—ઝૂરે,—પોતામાં અકકલ નહિ હોવાથી માણસના સમૂહમાં મૂર્ખને ગભરામણ થાય છે.

અકલ—મૂળ ફારસી શબ્દ 'અકલ' છે. પણ ગુજરાતીમાં 'અક્કલ' બોલાય છે.

મૂરખ—બોલે,—ગુણવાન એટલે વિદ્વાનની પેઠે મૂર્ખ પણ બહુ બોલવા જાય, તો તેની હાંસી થાય છે.

**હંસ—કશું,**—હંસ તથા બગલાનો રંગ એક જ હોય છે તેથી કાંઈ બગલા હંસમાં ખપે નહિ. અને તેનું કારણ બગલા જાણે પણ નહિ. ક્ષીરનીરનો વિવેક કાંઈ બગલા કરી શકવાના હતા?

**કશું—(સં. कीदृशम्)**=શું.

**મહીપતિ(સં.)**—પૃથ્વીનો ધણી, રાજા.

**અનમી**—કોઈને નમ્યું આપે નહિ એવા, ગર્વિષ્ઠ, અભિમાની.

**માન—મોડે,**—અનમી લોકોનાં માન (અભિમાન) તોડી નાખે. કોણ?

---

## કાળિદાસ

એ વડનગરો નાગર ગૃહસ્થ વસાવડનો રહીશ ' હતો. (હાલ પણ એ નાતમાં 'વસાવડા' એવી અટક હોય છે.) એનાં રચેલાં પ્રહ્લાદાખ્યાન ધ્રુવાખ્યાન, અને સીતાસ્વયંવર પ્રસિદ્ધ છે, અને સ્ત્રીઓને મોંએ ઘણી વાર સાંભળવામાં આવે છે. પ્રહ્લાદાખ્યાન વિ. સં. ૧૮૧૭ (એટલે ઇ. સ. ૧૭૬૧) માં પૂરૂં થયું હતું એમ એની રચ્યાસાલ પરથી જણાય છે. એની " ભાષા સાદી પણ રસથી ભરેલી, અને અલંકાર થોડા છે તોપણ તે સારા છે. " (કવિ **નર્મદાશંકર.**)

---

# ધ્રુવાખ્યાન.

---

( પૃ. ૧૩ ) **નિરંજન**—નિર્ગુણ.

**સૃષ્ટિ**—જળમાંય,—શ્રીવિષ્ણુ ભગવાનને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઈ તેથી ધીરપણે સાગરમાં પોઢી ગયા. આગળ ' નારાયણ ' શબ્દ આવે છે તે સાર્થ છે.

**નિપાવા**=નિપજાવવા.

**પાંચે પુત્ર**—પાંચે સંતાન ( છોકરાં )
**ઉત્તાનપાદ**—બ્રહ્માનો પૌત્ર, ધ્રુવજીનો પિતા.
**બે સુંદરી**—વિષ્ણુપુરાણમાં સુનીતિ અને સુરુચિ એ નામ છે.
**ઉછંગ (સં. उत्संग)**—ખોળો.

**उत्संग**—ઉચ્છંગ, ઉછંગ.
**उत्सव**—ઉચ્છવ, ઓચ્છવ. } નિયમ વિચારો.
**वत्स**—વચ્છ ( વાછડું )

( પૃ. ૧૪ ) **અપરમા**—ઓરમાન મા.
**પૂરણ-સુખ**—કર્મનો સિદ્ધાન્ત.
( પૃ. ૧૫ ) **દત્ત વિના**—આપ્યા વિના.
**જાગ ( સં, याग )**—યજ્ઞ; ( વિષ્ણુયાગ ).
(પૃ. ૧૭) **સુવાસણી**—(**સં. सुवसना**) સૌભાગ્યવતી સ્ત્રી.
**બ્રહ્મકુમાર**—બ્રહ્માના પુત્ર, નારદજી.
**ખડ્ગ (સં.)**—ખાંડું, તલવાર.
( પૃ. ૧૮) **વાળો ચેત**,—મનને મનાવો.
**સરિગત**—( શરિગત ) ભાગીદાર.
**અભિલાખ**—(**સં. अभिलाष**), ઇચ્છા, મનોરથ.
**લાખેણો**—સરખાવો, " લાખેણી લાડી લેઈ ગયો રે."
( પૃ. ૧૯ ] **મધુવન**—જમનાજીને કાંઠે આવેલું વન.
**અલ્પાશન**—( અલ્પ+અશન )-મિતાહાર.
**ઘનશ્યામ**—શ્રી કૃષ્ણચન્દ્ર. ( ઘન=મેઘ, વાદળું )
**મકર (સં.)**-મગર, માછલી.
**કૌસ્તુભ**—કૌસ્તુભમણિ.
**કટિ મેખલા**—કેડે કંદોરો.
**નેપુર**—( **સં नूपुर** ) ઝાંઝર.
**પાણુ—સં. पाणि**=હાથ. શ્રીવિષ્ણુ ચતુર્ભુજ કહેવાય છે, અને તેમના ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ એમ ચાર વસ્તુઓ હોય છે.

દ્વાદશ અક્ષર—બાર અક્ષરનો મન્ત્ર,—ॐ नमो भगवते वासुदेवाय.

અરણ્—( सं. अरण्य )=રાન, વન.

---

## ગુજરાતી ભાષાની અનુપમ સેવા કરનાર

# મહાકવિ પ્રેમાનન્દ

---

'વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;
ચાતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનન્દ નામ.'

(સુદામાચરિત્ર, કડવું ૧૪)

મહાકવિ પ્રેમાનન્દ વડોદરાના વતની હતા. ગુજરાત વિષે એમને અભિમાન હતું:—

' વીરક્ષેત્ર વડોદરા કહાવે, ગરવો દેશ ગુજરાતજી. ,

(નળાખ્યાન. કડવું ૬૪)

'જય જય ગરવી ગુજરાત' એ સુપ્રસિદ્ધ દેશદાઝવાળી ગરબી લખનાર કવિ નર્મદે 'ગરવી' શબ્દ પ્રેમાનન્દ પાસેથી ઉછીનો લીધો હોય તો આશ્ચર્ય નથી. દેશપ્રેમીને ભાષાપ્રેમ કેમ ન હોય ? ન હોય તો જ નવાઈ. પ્રેમાનન્દે ગુજરાતી ભાષાને કોઈ પણ એક વ્યકિતથી બની શકે તેના કરતાં બમણી–ત્રમણી સમૃદ્ધ કરી, અને તેના સાહિત્યને હિન્દુસ્થાન દેશના કોઈ પણ પ્રાન્તના સાહિત્ય સાથે ઊભા રહેવાની શકિત દીધી.

પ્રેમાનન્દના પિતાનું નામ કૃષ્ણારામ ભટ હતું. નાની ઉમરે કોઈ રામચરણ નામના વિદ્વાન સાધુ પુરુષના સમાગમે પ્રેમાનન્દે ખૂબ

દેશાટન કર્યું, અને સત્સમાગમના બળે સારા સંસ્કાર પ્રાપ્ત કર્યા. પોતે સંસ્કૃત ગ્રન્થો સારી પેઠે વિચાર્યા હતા, એ તેમનું કોઈ પણ આખ્યાન વાંચનારને સહજ જણાય છે, છતાં તેમણે રામચરણ ગુરુની ઇચ્છા પ્રમાણે માતૃભાષાને સમૃદ્ધ અને અલંકૃત કરવામાં પોતાની સર્વ શક્તિ વાપરી અને પરિણામે ગુર્જર સાહિત્યમાં પ્રમુખપદ પ્રાપ્ત કર્યું.

પ્રેમાનન્દે પોતાના સાહિત્યક્ષેત્રમાં પુષ્કળ શિષ્યો એકઠા કર્યા હતા. તેમાં ચાર મુખ્ય છેઃ ( ૧ ) વલ્લભ ( પોતાનો પુત્ર ), ( ૨ ) રત્નેશ્વર, ( ૩ ) વીરજી, અને (૪) સુન્દર. આ શિષ્યોની સહાયતાથી કવિએ વાઙ્મયનાં વિવિધ ક્ષેત્રો ખેડયાં અને બીજા પ્રાન્તોની સરખામણીમાં ગુજરાતી ભાષા પંકાય એવા અનેકદેશી પ્રયત્નો કર્યાં. વલ્લભનાં રચેલાં અનેક આખ્યાનો આજે પણ પ્રસિદ્ધ છે, ( ઉદા૦ દુઃશાસનરુધિરપાનાખ્યાન ), સુન્દરે પ્રેમાનન્દના મરણ સમયે અધુરો રહેલો શ્રીમદ્ભાગવતનો દશમસ્કન્ધ પુરો કર્યો.

**शतं जीव शरदो वर्धमानः** એ વેદમન્ત્રને પ્રેમાનન્દે સાચો ઠેરવ્યો. તેઓ લગભગ શતાયુ હતા. તેમની હયાતીની મર્યાદા ઈ. સ. ૧૬૩૬–૧૭૩૬ની ગણાય છે; એકાદ બે વર્ષ આમ તેમ ઓછાં હશે. વિક્રમ સંવત ૧૬૯૨ થી ૧૭૯૨, એટલે વિક્રમ સંવતના ૧૮ મા શતકના અધિષ્ઠાતા આપણા મહાકવિ પ્રેમાનન્દ હતા, અને એ બહુમૂલ્ય શતકમાં આપણા ઘણા બીજા મોટા કવિઓ થઈ ગયા—સામળભટ, વલ્લભ ( પ્રેમાનન્દપુત્ર), અખો, વૃલ્લભ ધોળો, વગેરે.

પ્રેમાનન્દનાં મુખ્ય કાવ્યો નીચે પ્રમાણે છેઃ

(૧) નળાખ્યાન, (૨) ઓખાહરણ, (૩) સુદામાચરિત્ર, (૪) ભાગવત સપ્તમ, અષ્ટમ, અને દશમસ્કન્ધ, (૫) મામેરું, (૬) સુભદ્રાહરણ, (૭) રણયજ્ઞ, (૮) અંભિમન્યુ આખ્યાન, ( ૯ ) સુધન્વાખ્યાન અને (૧૦) હરિશ્ચન્દ્રાખ્યાન.

એ ઉપરાંત બીજાં અનેક નાનાં મોટાં આખ્યાનો એમણે લખ્યાં છે. એમને શીઘ્ર કવિતા ગમતી નહિ, છતાં એકવાર અખતરો કરેલો.

વાંચોઃ—

'મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોહિક સારૂં રે;
આખ્યાન લખીને ઉદાસ થયો,મન તૃપ્ત થયું નહિ મારૂં રે.
અઢી ઘડીમાં વાંચે એટલું, એક દિવસમાં કરવું રે,
આવો મમત કરતા રખે, એથી રૂડું મરવું રે.
મન ધાર્યું ગ્રન્થ નાશ કરવા, ત્યારે મિત્રે વાર્યો રે;
રસાલંકાર સમજે નહિ, તેણે ગ્રન્થ ઉત્તમ ધાર્યો રે.'

(લક્ષ્મણાહરણ)

પ્રેમાનન્દે કેટલાંક નાટકો લખ્યાં છે એમ કહેવાય છે. ત્રણ નાટકો તો એમને નામે પ્રસિદ્ધિ પણ પામ્યાં છેઃ (૧) રોષદર્શિકા—સત્યભામાખ્યાન, (૨) પાંચાલીપ્રસન્નાખ્યાન, અને (૨) તપત્યાખ્યાન. પરંતુ આ નાટકોના કર્તૃત્વ વિષે હજી વિદ્વાનોમાં મતભેદ છે, અને એની ચર્ચા હજી પરિસમાપ્ત થઈ નથી.

કવિ આખ્યાનો રચતા અને પોતે જ લોકો સમક્ષ ગાઈ બતાવતા, અર્થાત્ આપણા માણભટોની પેઠે કથા કરતા. એવી કથાઓ વડોદરામાં, સુરતમાં, ને નંદરબારમાં કરેલી જણાય છેઃ—

'ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથા બુદ્ધિ અનુસાર.'

× × × ×

'ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતાજન બોલો શ્રીહરિ.'

શ્રીહરિ સિવાય કોઈના ગુણ એમણે ગાયા નથી, અને એમના અનેક આખ્યાનોમાં ભક્તિરસ પૂર્ણ જામ્યો છે. સાચો અને ઊંચો શૃંગારરસ, હૃદય હલાવી નાંખી આંખો ભરી દે એવો ઊંડો કરુણરસ, અને આછો હાસ્યરસ કવિની કવિતામાં અનેક સ્થળે દર્શન દે છે.

# સુદામાચરિત્ર

સુદામા અને શ્રીકૃષ્ણની કથા સુપ્રસિદ્ધ છે. ઉજ્જયિનીમાં સાંદીપનિ ઋષિને ત્યાં તેઓ બે તથા બલરામ સહાધ્યાયી હતા. પછી સુદામા પોતાને વતન પોરબંદર (સુદામપુરી) આવ્યા ને ગૃહસ્થાશ્રમી થયા. શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા ને ત્યાં યાદવોના રાજા થયા. પ્રેમાનંદ કહે છે:

મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારિકા વાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડ્યો, મન જેનું સંન્યાસી.

( કડવું ૧ )

સુદામાને ત્યાં કુટુંબવિસ્તાર ખૂબ વધ્યો, પણ પોતે પ્રભુના પરમ ભક્ત હોઈ કાંઈ પ્રવૃત્તિ ન કરતાં ભક્તિમાં જ લીન રહેતા. તેથી ઋષિપત્ની બહુ દીનભાવે વીનવે છે કે હે નાથ, આપના મિત્ર દ્વારકાના અધીશ છે, તેમને ત્યાં જાઓ, એટલે આપણાં દળદર ફીટશે. માગવું ને મરવું બરાબર એમ સમજનાર સુદામાને પત્નીની સલાહ ગમતી નથી.

## કડવું ૩

(પૃ. ૨૦) **જાદવરાય**—શ્રીકૃષ્ણ યદુવંશના હતા અને યાદવ કે જાદવ કહેવાતા હતા.

**ભાવઠ**—ભીડ, મુશ્કેલી.

**ગોમતી**—દ્વારકાંની પાસે અરબી સમુદ્રની ખાડી છે તેને ગોમતી કહે છે. ગોમતી નામની નદી નથી. 'ત્યાં તો ગોમતીસંગમ થાય' એમ લખનાર પ્રેમાનંદ કવિ પોતે દ્વારકાં ગયા નહિ હોય એમ લાગે છે.

**પ્રતિવાય**—(**સં. प्रत्यवाय**)=અડચણ, વાંધો.

**મામ**—ટેક, સ્વમાન.

ટેકીલા અને ઉચ્ચ આદર્શવાળા ઋષિ અને તેમની વ્યવહાર-કુશળ પત્ની વચ્ચેનો આ સંવાદ બહુ આનંદદાયક છે.

**ઓડું**—ધરૂં, લાંબો કરૂં.

**અન્તર્યામી**— (**સં. यम्** = નિયમમાં રાખવું)=આપણા મનને નિયમમાં, અંકુશમાં, રાખનાર પ્રભુ, અન્તઃકરણનો પ્રભુમય અવાજ. "The Voice of Conscience within." ખોટું કામ કરતાં આપણને આપણા અન્તઃકરણમાંથી કોઈ રોકે છે તે.

(પૃ. ૨૧) **સુખ–વીસરે,**—"સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ" એ કહેવત યાદ કરો.

**તમને–વાર,**—સ્ત્રીની વીનવણી કેટલી સાચી છે!

**રાજા–જગદીશ,**—અન્વયઃ રાજા થઈ (હોઈ) વિભીષણે મહાવીર ધીર જગદીશ (રામ) ને જાચ્યા.

**જાચવાથી રૂડું મરણ,** આ શબ્દો ભૂલશો નહિ.

**નવનિધ,** નિધિ (**સં.**) = ભંડાર.

**ઘટ (સં)** =ઘડો, માટીનો ઘડો.

આપણો દેહ માટીના ઘડાની જેમ ક્ષણભંગુર છે, તેથી તેને પણ ઘટ કહે છે.

**પૂરણ પુરુષ પુરાણ,—अजो नित्यः शाश्वतोऽयं पुराणः** (ગીતાજી).

પુરાણ પૂર્ણ પુરુષ = સનાતન પરમેશ્વર, પરબ્રહ્મ.

(પૃ. ૨૨) પ્રેમદા—શુદ્ધ શબ્દ 'પ્રમદા' (**સં.**). પ્ર+મદ, જેનામાં જુવાનીનો પુષ્કળ તોર ભરેલો છે એવી યુવતી.

સંસ્કૃત નહિ જાણનારે 'પ્રમદા'ને ફેરવીને ગુજરાતીમાં 'પ્રેમદા' કર્યું લાગે છે. પછી તો એ રૂપ રૂઢ પણ થઈ ગયું.

## કડવું ૪

આ કડવું બહુ સુન્દર ને રસમય છે. બાળકોએ એ મોંએ કરવું જોઈએ.

**ઘેલી**—એ લાડવાચક શબ્દ છે.

**હાણુ**—(**સં. हानि**) નુકસાન, અલાભ.

**ખડધાન**—હલકું અનાજ, બંટીબાવટો, કોદરા, વગેરે.

**શાળ**—(**સં. शालि**). ચોખા.

**જળ-પાળ,**—'પાણી પહેલાં પાળ બાંધવી' એ કહેવત સંભારો. તળાવનું પાણી વહી જાય તે પહેલાં તળાવને પાળ ચણવી જ જોઈએ; એમ ન કર્યું હોય તો પાછળનો પસ્તાવો વ્યર્થ છે. અર્થાત્, સારાં પુણ્ય કર્મ કર્યાં વિના આ ભવમાં સુખ ન જ મળે,

(પૃ. ૨૩) **એ-અન્ન,** આ લીટીઓમાં કવિ સ્ત્રીની વ્યવહારૂ બુદ્ધિ દેખાડે છે.

(પૃ. ૨૪) **ધોશે-તતખેવ,** ઋષિપત્નીની શ્રદ્ધા અચળ છે.

**ત્રીકમ**-(**સં. त्रिविक्रम**) સંભારો વામન અને બલિરાજાની કથા.

## કડવું ૫

**કાંગ**—કોદરા (ગરીબ લોક ખાય છે તે.)

**ઉખળ**—(**સં. उलूखल**) ખાંડણિયો,

(પૃ. ૨૫) **છોવાય**—અભડાય, અપવિત્ર થાય.

**જ્યમ-રીસ**—કેવી અનુભવની વાત છે!

**ઉપાન**—(**સં. उपानह्**) જોડા.

**તૈલાભ્યંગ**—શરીરે તેલ ચોળીને નહાવાથી આરોગ્ય સુધરે છે (ખાસ કરીને શિયાળામાં).

**કૌપીન**—(**સં.**) લંગોટી.

**વનકૂળ**—વલ્કલ (ઝાડની છાલને ખૂબ પલાળી રાખીને કૂટીને બનાવેલાં લુગડાં).

## કડવું ૬

(પૃ. ૨૬) આ કડવાનો રાગ સારંગ છે; ઘણા વિદ્યાર્થીઓ તેને ચોપાઈમાં ગાય છે તે વાજબી નથી.

પોરબંદરથી દ્વારિકા લગભગ ૫૦ માઈલનું અંતર દરિદ્ર જર્જરિત સુદામાજી પગે ચાલીને ગયા હતા તે વાત વિદ્યાર્થીઓએ ધ્યાનમાં લેવી જોઈએ.

**કનકકોટ–કાંગરે,** શ્રીકૃષ્ણના સમયમાં દ્વારકાં સોનાની હતી એમ કહેવાય છે. એ કલ્પના હો કે સત્ય હો, પરંતુ સૂર્યાસ્ત સમયે અરબી સમુદ્રનાં વેગભેર ઊછળતાં મોજાંની આસપાસ સન્ધ્યાના સોનેરી રંગ તો ખરેખર દર્શનીય છે.

**કોઠા,** બુરજ.

**કોશીસાં,** દેવડી.

**ગોમતી સંગમ,** પ્રેમાનંદ કવિએ દ્વારામતી દીઠી નહિ હોય. ગોમતી એ નદી નથી, પણ સમુદ્રની થોડે સુધી જતી નાની ખાડી છે. 'ગોમતી સંગમ' એ ભૂગોળની ભૂલ છે.

**પછી–ભગવાન,** પછી ભગવાન (સુદામા) પુરમાં પેઠા–એવો અન્વય છે. ભગવાન=પવિત્ર.

**કીધાં—મન,** સ્ત્રીઓને મુખે આવી સુઘડ મશ્કરી કેટલી રસિક લાગે છે!

**કેશવરામ,** શ્રીકૃષ્ણ અને બળરામ.

**વિકરાળ,** (**सं. वि + कराल**) વિશેષ કરાળ, વિશેષ ભયંકર, બહુ બિહામણું. સંસ્કૃત નહિ જાણનારા ગુજરાતી લેખકો સંસ્કૃત જાણવાનો ડોળ કરે છે, અને શુદ્ધ વિકરાળ શબ્દને અશુદ્ધ બનાવે છે.

**પાડે–બાળ,** નાનાં છોકરાં તાળીઓ પાડે, ગાલ ફુલાવી તે પર તમાચા મારી અવાજ કરે, અને વિચિત્ર ભાસતા સુદામાની આસપાસ વીંટળાઇ વળે એ ચિત્ર કેવું સ્વાભાવિક છે.

**મયા,** માયા, મહેરબાની.

**ધામ–ભાણ,** રાજમંદિરને ઓટલે સૂર્ય પ્રકાશી રહ્યા હોય તેવા તેજસ્વી ચોકીદારો ઊભા છે.

(પૃ. ૨૭) **હાટ,** દુકાન

ચોક, સંભારો દિલ્હીનો ચાંદની ચોક.

ગોખ, ( सं. गवाक्ष ) ઝરૂખામાં આગળ પડતો અર્ધ ગોળાકાર ભાગ હોય છે તે.

અમરાપુરી–ઓવારી, ઓવારણાં લેવાનો રિવાજ ઘણાને ખબર હશે. દ્વારિકાં એટલી બધી સુન્દર છે કે ( કવિ કહે છે ) તેના મોં આગળ ઇન્દ્રની નગરી અમરાવતીને હું ફેંકી દઉં.

હરિણુનાં ગીત, એવાં મનોહર ગીત કે હરણાં સાંભળીને સ્તબ્ધ થઈ જાય.

છપ્પન કોટિ જાદવ, કેવળ અતિશયોક્તિ છે.

હિન્દુસ્થાનની વસતી કેટલી ? કાઠિયાવાડની કેટલી ?

પ્રતિહાર, (सं.) દ્વારપાળ, ચોકીદાર.

શામળિયો, ( सं श्यामलः ) શામળો, શ્રીકૃષ્ણ.

સરખાવો–'શામળો ઘરેણું મારે સાચું રે'–(મીરાંબાઈ)

કૃષ્ણ = શ્યામ. 'કાળા કાળા કૃષ્ણજી' એ લોકોક્તિ જાણીતી છે. શ્રીકૃષ્ણના વર્ણ ઉપરથી તેમને ઘનશ્યામ કે મેઘશ્યામ પણ કહે છે. શ્રીકૃષ્ણ ભગવાનના અવતારરૂપ પોતાને ગણતા અને ગણાવતા આપણા વૈષ્ણવ મહારાજોમાં 'ઘનશ્યામલાલજી' એ નામ સાધારણ છે.

સંકલ્પ વિકલ્પ, (सं.) તર્ક વિતર્ક.

ગહન–નથી ( कर्मणो गहना गतिः । ગીતાજી ) ભવિષ્યમાં સુખી થવું હોય, તો વર્તમાન કર્મ સારાં કરે, એ જ કર્મના સિદ્ધાન્તનું રહસ્ય છે.

ગુરુને–લાકડાં, પ્રાચીન આશ્રમો ને ગુરુકુળો કેટલાં સાદાં ને શ્રમજીવી હતાં. શ્રીકૃષ્ણ જેવા ધનિક અને સુદામા જેવા ગરીબ વિદ્યાર્થીઓ ગુરુકુળની સેવા સરખી જ કરતા नास्ति विद्यार्थिनः सुखम् વિદ્યા મેળવવી હોય તો એશઆરામ છોડવાં જોઈએ એ ભાવાર્થ છે.

સિંહાસન, ( सं ) સિંહ જડિત આસન ( મધ્યમપદલોપી

સમાસ ) સિંહાસનની બેઉ બાજુએ સિંહનાં મોં કોરેલાં કે જડેલાં હોય છે.

**માનુભાવ,** મહાનુભાવ, ઉદાર હૃદયવાળા, મહાશય.

**માધવ, (સં.)** મા = લક્ષ્મી, ધવ = પતિ, લક્ષ્મીપતિ, કમળાપતિ, શ્રીકૃષ્ણ. (સરખાવો—સધવા, વિધવા.)

## કડવું ૭

(પૃ. ૨૮) **ક્ષુધા-વરિયો,** ભૂખડી બારશ જેવો.

**રણછોડ, (સં. रणशौंडु)** બળવાન યુદ્ધવીર શ્રીકૃષ્ણ.

**મોજાં,** પગે પહેરવાની મોજડીઓ.

(પૃ. ૨૯) **કંદર્પ, (સં.)** કામદેવ.

**બીલેજી-નેવ,** બે બાળમિત્રોનો પરસ્પર સ્નેહ અહીં વર્ણવ્યો છે.

**અશરણશર્ણ,** શુદ્ધરૂપ—અશરણશરણ. અનાથના નાથ, દુખિયાના બેલી.

**મુરારિ, (સં. मुर+अरि)** મુર નામના રાક્ષસના શત્રુ, તેને હણનાર; શ્રીકૃષ્ણ. એ ઉપરથી ‘ મોરારજી ’ એવું આપણામાં નામ હોય છે.

**સોંધો,** સુગંધી પદાર્થ.

## કડવું ૮

(પૃ. ૩૦) **ભક્તાધીન-પૂજે,** ભગવાન હમેશાં ભક્તવત્સલ છે માટે.

**ચક્રપાણિ (સં.)** સુદર્શન ચક્ર છે જેના હાથમાં એવા (શ્રીકૃષ્ણ); બહુવ્રીહિ સમાસ.

**પાદોદક, (સં.)** ચરણામૃત.

**વૈદર્ભી,** રુકિમણી, વિદર્ભ દેશની રાજપુત્રી.

**ઘૃતપકવ, (સં.)** ઘીમાં તળેલાં.

**પય, (સં.)** દૂધ

**તાંદુલ, ( સં. तण्डुल )** કોદરીના દાણા.

‘ સુદામાના તાંદુલ ને વિદુરજીની ભાજી. ’

**પ્રેમાનંદ-પરમેશ્વરને,** કવિની કેવી પ્રભુભક્તિ! હરિગુણ સિવાય બીજું કાંઈ એણે ગાયું જ નથી.

## કડવું ૯

(પૃ. ૩૧) **ગોઠડી, (સં. गोष्ठी )** ખાનગી વાતચીત.

**ભાભી-શોષે,** કેવી મીઠી મશ્કરી!

**અમને-થાશે,** સુદામાનો વિવેક. એક રીતે, એના સાચા હૃદયની ઇચ્છા.

## કડવું ૧૦

(પૃ. ૩૧) આ સંવાદ બહુ રસમય છે. બે બાળમિત્રોનાં જૂનાં સ્મરણો વર્ણવે છે. વર્ગના બે ભાગ પાડી મોંએ ગવડાવવાથી બાળકોને ખૂબ મઝા પડશે.

(પૃ. ૩૨) **પાછલી રાતના જાગતા,** આપણા દેશમાં વહેલા સૂર્ય ને વહેલા ઊઠવું એ જ કુદરતી છે.

**ધુન્ય, ( સં. ध्वनि )** ધૂન. વેદના મંત્રો પ્રભાતમાં ભણીને મધુરું સંગીત ખીલવતા, ધૂન મચાવતા.

**અરિષ્ટ,** સૂર્ય.

**બાંધવા, ( સં. बान्धव )** મિત્રો, ભાઈઓ.

**બોડ,** સૂકા ઝાડનું થડ.

**બારે મેહ,** મેઘ બાર ગણાય છે; તે બધા આવ્યા. એટલે ખૂબ વરસાદ પડયો. **(મેઘ-મેહ, માઘ-માહ)**

**મુસળધાર, (સં. मुसल=સાંબેલું)** સાંબેલા જેવી જાડી ધારે વરસાદ વરસ્યો.

**સાગરમાં,** ગુરુપુત્ર પ્રભાસપાટણ પાસેના દરિયામાં ડૂબી ગયો હતો.

**પંચાનન,** પાંચ મુખ ( અહીં પાંખિયાં )વાળો.

**દૈત્ય,** ગુરુપુત્રનું હરણ કરી જનાર રાક્ષસ–પંચજન. (તે ઉપરથી શંખનું નામ 'પાંચજન્ય' હતું)

**સંયમની,** યમપુરી, યમરાજાનું નગર.

(પૃ. ૩૩) **મને–મહારાજ,** સુદામાનો વિવેક.

**સૌમ્ય,** (**સં.**) મૃદુ, સ્નેહાળ, અમીભરી.

## મલબારી

( ઈ. સ. ૧૮૫૩—૧૯૧૨ )

મર્હૂમ બહેરામજી મહેરવાનજી મલબારી શુદ્ધ ગુજરાતી લેખક અને સાચા સમાજસુધારક હતા. મુંબઇનું સેવાસદન તેમણે સ્થાપ્યું હતું.

## બોલ્યું પાળો

( પૃ. ૩૪ ) ઘણા જણ મોંએ બોલવામાં શૂરા હોય છે, પણ કાર્ય કરવાની વાત આવે ત્યારે ડરી જાય છે. એવાઓને ઉદ્દેશીને આ કાવ્ય છે.

**દ્વિવેષીઓ,** બે વેશ ભજવનારા, દૂધ ને દહીં બેઉમાં પગ રાખનારા.

**સૈન્ય—કોચ,** જો કોઈ વીર નાયક થઈને મોખરે જાય નહિ, તો સેનાથી કાંઈ થઈ શકે નહિ; અને નાયકને શિર મરણ તો હોય જ. એમાં જ એની બહાદુરી છે.

**સ્વધર્મને—વિસાત,** જેને પોતાનો ધર્મ માન્યો તે ધર્મ ( કે ફરજ ) બજાવતાં સૌએ પ્રાણ પાથરવા સુધીની તૈયારી રાખવી જોઈએ. તેમાં થોડાકની આહુતિ અપાય તો તેમાં આશ્ચર્ય શું ?

**સતા—સાક્ષાત,** મરીને જીવવું એ જ ખરું જીવન છે.

## ખબરદાર

શ્રીયુત અરદેસર ફરામજી ખબરદાર મદ્રાસમાં રહે છે, અને ત્યાંથી બહુ શુદ્ધ અને સુન્દર વાણીમાં કવિતાદેવીની ઉપાસના કરી રહ્યા છે. એઓ પારસી છે તે વાત દરેક ગુજરાતીએ અભિમાનપૂર્વક યાદ રાખવી ઘટે છે. એમણે અનેક કાવ્યગ્રન્થો પ્રગટ કર્યા છેઃ—પ્રકાશિકા, વિલાસિકા, સંદેશિકા, ભજનિકા, વગેરે.

## બાદલવીર

( પૃ. ૩૫ ) આ વીરરસનું કાવ્ય છે.

**પ્રતિમા, (સં) મૂર્તિ,** છબી.

**બાર—પૂરી,** વીર કુંવર બાદલને બાર વર્ષ પણ પૂરાં થયાં ન હતાં.

**અદ્દ્ભુત, (સં.)** નવાઈ પમાડે એવી, અલૌકિક.

( પૃ. ૩૬ ) **તેની—પૂર,** અન્વયઃ–યવનેશ્વર ( અલાઉદ્દીન ) પૂરેપૂરો મોહિત થઈને તેની ( ભીમસિંહની ) લલિત રંભાને (પદ્મિનીને) લક્ષે છે (જુએ છે).

**વીર,** વીર બાદલ.

**શું જોશે?** કુસુમ ( ફૂલ ) જેવી પવિત્ર પદ્મિનીને ભ્રષ્ટ (અલાઉદ્દીનને હાથે અપવિત્ર) થયેલી વીર બાદલ જોઈ શકે ખરો ?

**શત સપ્ત,** સપ્ત શત=૭૦૦; શત વત્તા સપ્ત=૧૦૭: પરંતુ ઇતિહાસમાં તો ૭૦ પાલખીઓ ગયાનું લખેલું છે.

( પૃ. ૩૭ ) **અસિ, (સં)** તલવાર.

**ગોરા,** પદ્મિનીનો કાકો ગોરા.

**કાકાશું,** કાકા સાથે.

**ગોરો—ખાંચ્યો,** ગોરા કાકા મરણ પામ્યા તોપણ બાદલ થંભ્યો નહિ.

**ચક્ષુ—ચોળે,** અદ્દ્ભુત વીર્યપ્રભાવ જોઈ નવાઈ પામે.

## ગુણવંતી ગુજરાત

( પૃ. ૩૮ ) ૧૯૦૭ માં સાહિત્યપરિષદ્‌ના બીજા સંમેલનને પ્રસંગે આ સુકોમળ ગરબી રચાઈ હતી. ત્યારથી આજ લગણ તે તેવી ને તેવી જ તાજી લાગે છે.

**ગુજરાત, ( સં. ગુર્જરત્રા )** ગુર્જર લોકોએ આબાદ કરેલી ભૂમિ.

**મીઠી—અમોલ,** ગુજરાત ફળદ્રુપ અને લીલોતરીવાળો પ્રદેશ હોઈ બગીચો કહેવાય છે.

**નંદનવન (સં.)** ઇન્દ્રનું ઉપવન, બાગ.

**દેશ—દાઝ**, દેશદાઝવાળા માણસો જ્યાં જાય ત્યાં સ્વદેશનું હિત કદી વીસરતા નથી.

**હિન્દુ—આળ**, સર્વ કોમોનું ઐક્ય. ઐક્ય અને સંપ વિના દેશની ઉન્નતિ થાય નહિ.

**ટાળી—અંધાર**, અજ્ઞાન દૂર કર ને લોકોમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવ.

## નર્મદાશંકર

(ઈ. સ. ૧૮૩૩–૧૮૮૬)

**" વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી. "**

કવિ નર્મદમાં વીરતા હતી, પોતાને સત્ય લાગે તે કહેવાની હિંમત હતી, રસિકતા હતી, અને ઊંચો ટેક હતો એમાં જરા સંદેહ નથી. ગુજરાતીઓમાં દેશદાઝ પ્રગટ કરનાર એ કવિના આપણે સૌ ઋણી છીએ. 'જય જય ગરવી ગુજરાત' એ ગરબી આપણું હૃદય ઊછાળે છે. નર્મદે ભાષાની તથા સાહિત્યની ઓછી સેવા કરી નથી. નર્મગદ્ય, નર્મકવિતા, નર્મ કોષ, નર્મકથાકોષ, વગેરે વાંચો. એ દેશભક્ત સુધારક કવિએ ગુજરાતમાં **પ્રેમ** અને પ્રેમને માટે ભોગ આપવાનું **શૌર્ય** પ્રથમ જાગૃત કર્યાં.

## ગુજરાતના શૂરવીરો

( પૃ. ૩૯ ) **પંચાસર** ક્યાં આવ્યું ? ગુજરાતનો નકશો જુઓ.

જયશિખરી ને સુરપાળ બેઉ પરસ્પર સાળોબનેવી હતા.

**ભુંગળ**, બારણાની ભોગળ.

( પૃ. ૪૦ ) **જગદેવ**, જગદેવ પરમાર.

**રણતૂર**, લડાઈ જાગ્યાનું સૂચન કરનાર બ્યૂગલ.

**જનાનો**, સ્ત્રીઓ.

## ઝાંસા શા ખાંવા ?

( પૃ. ૪૦ ) **ઝાંસા**, મહેણાં, તસકા.

**હીણપત—નામરદાઈ**, કોઈ આપણને હલકા પાડે, તો તેમાં આપણું બાયલાપણું સૂચવાય છે.

( પૃ. ૪૧ ) **માન, સ્વમાન.**

**ત્રણે તાપો,** આધિ, વ્યાધિ, ઉપાધિ.

આ કાવ્યમાં નર્મદનું ઝનૂન દીસી આવે છે.

## બોટાદકર

( ઇ. સ. ૧૮૭૦—૧૯૨૪ )

દામોદર ખુશાલદાસ બોટાદકર થોડાં જ વરસ પર મૃત્યુ પામ્યા. ગરીબાઈમાં આખું જીવન વિતાડી હૃદયની ઉચ્ચતામાં અજબ સુખ માણનાર આ કવિ ભાવનગર રાજ્યમાં મહેતાજી હતા. એમનાં કાવ્યોમાં ગૃહજીવનનું પ્રતિબિંબ સરળ વાણીમાં પડેલું છે. કાવ્યસંગ્રહોનાં નામ એમણે (કાવ્ય) સરિતા પરથી જ લીધેલાં જણાશેઃ કલ્લોલિની, નિર્ઝરિણી, સ્રોતસ્વિની, રાસતરંગિણી, શૈવલિની.

એમને અંગ્રેજી નહોતું આવડતું, પણ તેની ખોટ સંસ્કૃતની મદદથી એમણે પૂરેલી છે.

## વસંતે પંચમાલાપે

( પૃ. ૪૨ ) આ કાવ્ય બહુ સુન્દર છે. માણસની કદર થાય કે ન થાય, તોપણ તેણે પોતાની સ્વાભાવિક મીઠાશ છોડવી નહિ.

**પંચમ.** કોયલના સુરને પંચમ કહે છે.

**સૌરભ,** 'સુરભિ' ઉપરથી નામ; સુગન્ધ.

**મકરંદ, (સં.)** પુષ્પનો રસ, મધ.

**પીયૂષ, (સં.)** અમૃત, અમી, સુધા.

**જલદ, (સં.)** મેઘ, વાદળાં.

**અમારા—તોએ,** બીજાઓ પોતાની ફરજ બજાવે કે ન બજાવે, તોપણ મારે તો મારી ફરજ બજાવવી જ જોઈએ એવું દરેકે સમજવું ઘટે છે. એ જ નીતિ છે.

## ચંદન

( પૃ. ૪૩ ) **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी**

આપણે જેવા વિચાર કરીએ તેવું ફળ આપણને મળે, એ આ કાવ્યનો સાર છે.

**પરુષ**, (**સં.**) કઠોર, કડવું.

( પૃ. ૪૪ ) **વાણિજ્ય**, વહેપાર.

**મલબાર—પ્રવાસે**, ચંદનનાં વૃક્ષો મલયગિરિ (નીલગિરિ) ઉપર પુષ્કળ હોય છે.

**કો ભૂપ**; મોટા માણસના શબને સુખડનાં લાકડે બાળે છે, ( સંભારો લોકમાન્ય ટિળકનું મૃત્યુ ).

( પૃ. ૪૫ ) **તરણિ**, (**સં.**) સૂર્ય.

**માધવમાસ**, મધુમાસ=ચૈત્ર, માધવમાસ=વૈશાખ.

**આપ્ત**, (**સં.**) વિશ્વાસપાત્ર માણસો.

**ઉશીર**, (**સં.**) વીરણના વાળા.

**વ્યજન**, (**સં.**) પંખો, વીંજણો.

( પૃ. ૪૬ ) **સ્વાન્ત**. અન્તર, હૃદય.

**વિના—પ્રગટે**, આ લીટીમાં બધું રહસ્ય છે.

**કૈતવ**, (**સં.**) છળ, કપટ.

## આવળનાં ફૂલને

( પૃ. ૪૭ ) **મધુવ્રત**, (**સં.**) ભમરો.

**ઉપવન**, (**સં.**) વાડી, બાગ.

**નહિ—ઓતાં**, આવળનાં ફૂલને કોઈ ચૂંટતું નથી.

(પૃ. ૪૮) **નિર્ગુણ બ્રહ્મ**, કોઈ પણ ગુણ વગરનું વિશ્વવ્યાપી તત્ત્વ. દયા, કરુણા, પ્રેમ, એ બધા પ્રભુના ગુણ કહેવાય: સગુણ ઈશ્વર = એવા ગુણવાળા પ્રભુ. એથી ઉલટું, નિર્ગુણ બ્રહ્મ.

## મણિશંકર રત્નજી ભટ્ટ, B. A.

( જ૦ સ૦ ૧૮૬૮–૧૯૨૩ )

**કાન્ત**ના ઉપનામથી અનેક **અતિસુન્દર** અને સુકુમાર કાવ્યો રચનાર આ કવિ ગુજરાતી કવિતામાં અનેરી ભાત પાડે છે.

વસન્તવિજય, દેવયાની, ચક્રવાકમિથુન, વગેરે એમનાં કાવ્યોનો સંગ્રહ ‘પૂર્વાલાપ’ ને નામે પ્રગટ થયો છે. એમનું હૃદય બહુ કુણું ને સ્નેહાળ હતું અને જીવન અત્યન્ત પવિત્ર તથા ઉચ્ચગામી હતું.

## મ્હેમાનોને

(પૃ. ૪૮) **કરજો–જો,** આખા દિવસના આપણા કાર્યક્રમમાં આપણે અનેકવાર ઈશ્વરના ગુન્હેગાર બનીએ છીએ; તો પછી મનુષ્યની સેવામાં ઊણપ રહી જાય તેમાં નવાઈ શી? માટે હે મહેમાનો, અમારી એ ઊણપો માટે અમારાં જેવાં પામર પ્રાણીઓને માફી આપશો.

**ઉન્નત–જો,** ઊંચા આશયોવાળાં તમે અમારાં જેવાં સામાન્ય માણસો પર કૃપા કરીને તમારા સહવાસનો લાભ અમને આપો છો, તે ખરેખર અમારાં અહોભાગ્ય છે.

**શુશ્રૂષા, (સં.)** સાંભળવાની ઇચ્છા, અર્થાત સેવા.

( કંઈ કામ કરવું ન હોય, તો આપણે તે વિષે કશું સાંભળતા જ નથી. )

**લેશ–લ્હાવ,** તમારા સમાગમનો લાભ મળ્યો, તોપણ અમારી અણઆવડતને લીધે અમે તમારા હૃદયના અનેક સુન્દર ભાવોને બરાબર ઝીલી શક્યાં નહિ; માટે જરૂર પુનર્દર્શન દેજો.

## કલાપી

( ઈ૦ સ૦ ૧૮૭૪—૧૯૦૦ )

કાઠિયાવાડના લાઠી સંસ્થાનના ઠાકોર સ્વ. સુરસિંહજી તે કવિતા-સાહિત્યના ‘કલાપી’. કલાપી એટલે મોર; કેવું કળામય ઉપનામ! એ નામની પસંદગી જ કવિનું હૃદય દર્શાવે છે. ટૂંક જીવનના અત્યન્ત વિલક્ષણ અને સુકોમળ પ્રસંગોને બહાર પ્રગટ કરવાનું સૂક્ષ્મ સાધન તે કલાપીની કવિતા. “ કલાપીનો કેકારવ ” વાંચીને–સાંભળીને–કોનું હૃદય ડોલ્યા વિના રહ્યું છે?

## ગ્રામ્ય માતા

(પૃ. ૫૦) **સુરખી,** (ફા.) રતાશ, લાલાશ.

**હેમન્ત,** (સં.) કારતક ને માગશર મહીનો તે હેમંતઋતુ.

**સ્વચ્છ સ્વચ્છ,** અતિસ્વચ્છ.

**ધીમે–જુએ છે,** કેવું સ્વાભાવિક વર્ણન!

(પૃ. ૫૧) **ઊભીને** 'ઊભવું' એ કાઠિયાવાડી પ્રયોગ છે.

**કાતળી,** શેરડીની પેરાઈ.

**રસહીન–નૃપ,** આખા કાવ્યનું મર્મ આ રહ્યું.

**શામાટે–નહિ,** પ્રજા ઉપર કરનો બોજો વધારે પડતો હોવો જોઈએ નહિ એ ધ્વનિ છે.

## શિકારીને

(પૃ. ૫૨) **વિશ્વ–સન્તનું,** આ વિશ્વ સજ્જનો માટે જ છે; માટે હે શિકારી, તારે પણ દુષ્ટતા છોડી સાધુતા ધરવી ઘટે.

**વિશ્વ–કુમળું,** કોમળ સુન્દરતાથી વિશ્વ ભરેલું છે; ત્યાં નિર્દય દૃષ્ટિ કેમ જ થઈ શકે?

**સ્થૂળ–શકે,** માંસના લોચા તને મળશે, પણ ખરૂં પંખી–પંખીનો સાચો આત્મા–મેળવવાને તો તારે તેનું મીઠું કલરવ સમું ગીત સાંભળવું જોઈએ.

(પૃ. ૫૩) **સૌન્દર્યો–મળે,** સુન્દરતાને કચરી મસળીને તેનો વિનાશ કરવાથી સુન્દરતા મળતી નથી.

**સૌન્દર્યો–પડે,** પરંતુ સુન્દરતા મેળવવાને માટે માણસે પોતાના આત્માને સુન્દર કળાએ ચડાવવો જોઈએ.

**સૌન્દર્ય–ઉપભોગ છે,** સૌન્દર્ય = પ્રભુનો સાક્ષાત્કાર, આત્મદર્શન. સૌન્દર્યમાં સાચો આનંદ માણવો એ પ્રભુનાં દર્શન કરવા જેટલું સુખદાયી છે; માટે સુન્દરતાનો ઉપભોગ કરવાનો ઉત્તમ માર્ગ એ છે, કે જ્યાં જ્યાં સૌન્દર્ય જણાય ત્યાં ત્યાં તેનું પોષણ કરવું, તેની પૂજા કરવી.

**સૌન્દર્ય, (સં.)** સુન્દર+ય ( ભાવવાચક પ્રત્યય )
મધુર—માધુર્ય, શૂર-શૌર્ય, ધીર—ધૈર્ય.
**આર્દ્રતા, (સં.)** ભાવભીની લાગણી, કોમળતા.

## રા. રા. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

અંગ્રેજી ભાષા તથા સાહિત્યનું બિલકુલ જ્ઞાન ન હોવા છતાં, અથવા ન હોવાથી, અતિશય સ્વાભાવિક ને મનોહર વાણીમાં ગુંજન કરનાર આ કવિ છે. એમનાં 'નવાં ગીતો'ના બેઉ ભાગ બાળકોને ખાસ ગમી ગયા છે.

### સંધ્યા

(પૃ. ૫૪) **જળ ઝીલી,** જળમાં નહાઇને, (સંભારો જળઝીલણા અગિયારશ) સરખાવો—ભાણ બૂડયો.

**તારલિયાનાં મોતી,** " રોજ રાત પડે છે ને તારા ઊગે છે, પણ આપણને કોઈને એમ ભાસેલું કે સન્ધ્યાસુંદરીએ

'ઊગતા તારલિયાનાં મોતી—
નાની શી મૂઠડીએ વેર્યાં ! '?

કુદરતનાં આવાં સુન્દર વર્ણનો જોઈને મારા હૃદયમાં તો ગદગદિયાં થયાં છે. "

**ચંદા, સં. चन्द्रः** તેનું નારીજાતિવાચક રૂપ 'ચંદા' એમ પ્રાકૃતમાં થયું.

( પૃ. ૫૫ ) **ધણ,** ( **સં. धेनु** ઉપરથી ) ગાયોનું ટોળું.
**સવિતા, (સં.)** સૂર્ય.

### બાળસ્વરૂપ

( પૃ, ૫૬ ) " બાળસ્વરૂપને ઈશ્વરનો નવાવતાર ગણી તેને નમન કરનાર કવિ જેને શિક્ષક તરીકે મળે તે બાળકો ધન્ય છે. "

**સુર, ( સં. स्वर ).**
**કિલોળ, ( સં. कल्लोल )** કલ્લોલ; આનંદ.

(પૃ. ૫૭) **અવધુત,** દિગંબર જોગી.

**ઉષા,** ( **સં.** ) પ્રભાત.

**નૌતમ,** [ **સં. નવતમ** ) નવાં નવાં.

**પ્રસાદ,** ( **સં.** ) સરળતા.

**મનુકુલને—ભૂપ,** માનવ જાતિની ગાદી પર રાજા સમાન બાળક શોભે છે.

છેલ્લી ૭ લીટીઓમાં કવિએ વર્ણનની પરિસીમા બતાવી છે.

## કૌમાર

( પૃ. ૫૮ ) "' વિજયવંત હો ભવ્ય કુમાર ! ' એ કવિનાં વચન બાળકોને માટે આશીર્વચન નથી, પણ વન્દાન કરે છે. "

**કમનીય,** (**સં.**) મનોહર.

( પૃ. ૫૯) **રસમેરાણ,** રસસાગર.

**કુસુમાયુધ,** (**સં.**) કુસુમ (પુષ્પ) છે આયુધ જેનાં એવા, કામદેવ.

(પૃ. ૬૦ ) **શુક,** વ્યાસજીના પુત્ર, શુકદેવજી, બાળયોગી.

**શીલ,** (**સં.**) ચારિત્ર.

કુમારાવસ્થામાં તરવરની અનેક પ્રબળ લાગણીઓ આ કાવ્યમાં આલેખી છે.

## ૨. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા, B. A.

ગુજરાતના હાલના કવિઓમાં પ્રથમ સ્થાને વિરાજતા એ કવિ પ્રતિભાવન્ત કવિ હોવા ઉપરાંત સમર્થ અને પ્રૌઢ વિદ્વાન છે. ઊંડી વિદ્વત્તા અને કવિપ્રતિભા એક જ સ્થાને વિરલ છે. કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર, સ્મરણસંહિતા એ એમના પ્રસિદ્ધ કાવ્યગ્રન્થો છે.

## પ્રેમ

( પૃ. ૬૧ ) **અભિરામ,** ( **સં.** ) સુન્દર, મનોહર.

**જેનું—શરીર,** હલકો સ્થૂળ પ્રેમ શરીરને જ મોહે છે.

**કર્દમ,** ( **સં.** ) કાદવ.

કુદરતી લીલામાં—સવારે, સાંજે, મેઘધનુષમાં, આકાશમાં, ચન્દ્રમાં, વગેરે કુદરતી શોભામાં—સાચો પ્રેમ છુપાએલો છે. તે જોતાં ને અનુભવતાં આવડે તો સ્વાર્થી મોહમાંથી—જેને પ્રેમ એવું ખોટું નામ અપાય છે તેમાંથી—બચી જવાય.

(પૃ. ૬૨) **વ્યોમ,** (**સં.**) આકાશ.

આકાશનો ભૂરો રંગ દરરોજ મનોહર લાગે છે.

## વદાય

(પૃ. ૬૨) **સલૂણી, સં. લવણ** ઉપરથી લૂણ એટલે મીઠું, સબરસ, રામરસ. સલૂણી=રસિક.

(પૃ. ૬૩) **થાઉં**—હું, આ સંસારરૂપી પડદા ઉપરથી હું ખસી જાઉં, **અર્થાત** હું મૃત્યુ પામું.

છેલ્લી પંક્તિમાં સાચો સ્નેહ કરુણ રસથી દ્રવે છે.

## કુસુમમાળાની ભેટ

(પૃ. ૬૩) **ફુલડાં,** કાવ્યો રૂપી ફુલડાં.

'કુસુમમાળા'એ નામનો કાવ્યગ્રન્થ ભેટ આપેલો.

## ઉપાહારનો સ્વીકાર

(પૃ. ૬૪) **ઉપહાર,** (**સં.**) ભેટ.

**સ્હેરો,** પહેલા વરસાદે જમીનમાંથી સ્હેરાટ નીકળે છે તે અનુભવની વાત છે.

**પ્રતિગન્ધ.,** સ્હામી સુગન્ધ.

## મધ્યરાત્રિએ કોયલ

(પૃ. ૬૫) આ નાનકડું કાવ્ય બહુ મીઠું અને કોમળ છે. કવિની વાણીમાં પ્રસાદ સ્પષ્ટ જણાય છે.

મધરાતે કોયલ બોલે કે નહિ એ વિષે એકવાર ચર્ચા ઉત્પન્ન થઈ હતી. રા. નરસિંહરાવનો સિદ્ધાન્ત છે કે કુદરતનું વર્ણન પ્રત્યક્ષ અનુભવ સિવાય કરવું જ નહિ.

ટુહૂ, કોયલનો મીઠો સુર સાંભળવો બહુ સહેલ છે, છતાં ઘણાંના કાન કેળવાએલા હોતા નથી. એ સુરમાં પહેલો સ્વર લઘુ ને બીજો ગુરુ સંભળાય છે. ટુહૂ, કુહૂ, કુઊ–એમ જુદા જુદા માણસો એ સુર જુદી જુદી રીતે સાંભળે છે અને દર્શાવે છે. અંગ્રેજીમાં કુકૂ (Cuckoo) એવો શબ્દ છે.

**શ્રવણ**, (सं) કાન.

**સમીર**, (सं) વા, પવન; સમીર રવ વહે=પવન સુર લાવે છે.

**શાંતિ—વધારતું**, મધુર દિવ્ય સંગીતથી શાંતિનો ભંગ થવાને બદલે ઉલટી શાંતિ વધુ શાંત ને આનન્દકારી બને છે.

**અનિલ—સહુ**, કેવી મીઠી કલ્પના!

**પળે**, પળી જાય, જતી રહે, (ક્રિયાપદ).

**મોહની**, (सं) અજબ આકર્ષણ.

(પૃ. ૬૬) **ઉછરંગ**, ઉલ્લાસ.

છેલ્લી લીટી કેટલી મોહક છે! કોયલનો ટહુકો સંભળાતો બંધ થયા પછી પણ એ ફરીથી–વધારે નહિ તો એક વાર પણ ફરીથી–સાંભળવાનું મન રહી જાય છે; જાણે તૃપ્તિ થતી જ નથી.

### અવસાન

(પૃ ૬૬) **અવસાન**, (सं) અન્ત. અહીં 'કુસુમમાળા' એ કાવ્યગ્રન્થનો અન્ત.

**અબ્ધિ**, (सं) સાગર, દરિયો.

**ભાવ**, (सं) લાગણી.

---

## રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, M. A.

ક. દ. ડા. ના કવિપુત્ર રા. ન્હાનાલાલ પિતાથી સવાયા ચઢિયાતા કવિ છે. એમની પ્રતિભા તથા દરેક પ્રશ્નને ઇતિહાસની દૃષ્ટિએ અવલોકવાની શક્તિ અદ્‌ભુત છે. એમના કાવ્યગ્રન્થો–ઇન્દુકુમાર, જયા

અને જયન્ત, નાના નાના રાસ, ઉષા, વગેરે, વગેરે. **પ્રેમભક્તિ** એવું ઉપનામ તેમણે ધારણ કરેલું છે.

## કવિ દલપતરામને

(પૃ. ૬૭) **નક્ક, (સં.)** જોસભેર વહેતો વહેળો.

**આપ—જાયા,** કવિ દલપતરામની માતાનું નામ અમૃત=અમરત—હતું.

**તેજ વાઘા,** તેજસ્વી ચળકતાં કપડાં.

**શૈલ, (સં)** પર્વત.

(પૃ. ૬૮) શ્લોક ૧૪—છેવટના ભાગમાં દલપતરામ કવિ અન્ધ થયા હતા તેનો ઉલ્લેખ છે.

**બ્રહ્મવર્ચસ,** શુદ્ધ પવિત્ર બ્રાહ્મણના—આત્મજ્ઞાનીના—મુખ પર છવાતું તેજ.

(પૃ. ૬૯) શ્લોક ૨૧—કવિ નર્મદાશંકર વિષે ટકોર છે.

**બે—એક,** એક અંગના બે હાથ—રાજા ને પ્રજા.

(પૃ. ૭૦) શ્લોક ૩૩—કવિ દલપતરામ સ્વામીનારાયણ સંપ્રદાયના હતા.

**ફાર્બસ,** સર એલેકઝાંડર કિનલૉક ફૉર્બ્ઝ—એઓ સાહેબે આપણી ગુજરાત વર્નાકયુલર સોસાયટિ સ્થાપી. તેઓ કવિ દલપતરામના આશ્રયદાતા હતા. 'ફારબસ વિલાસ' ને 'ફારબસ વિરહ' એવાં બે કાવ્યો કવિએ લખ્યાં છે.

**દેહી, (સં)** આત્મા.

## ગુજરાત

(પૃ. ૭૧) **ગુજરાત, (સં. गुर्जरत्रा)** ગુર્જર લોકોએ રક્ષણ કરેલી ભૂમિ; ગુર્જર લોકોનું રાષ્ટ્ર.

**કૃષ્ણચંદ્ર,** શ્રીકૃષ્ણ. દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ જે દેશમાં થઈ ગયા તે ચન્દ્રની જેવો ઉજળો હોય એમાં શી નવાઈ ?

**સાગર,** અરબી સમુદ્ર.

**તપોવન–આબુ,** ભૃગુઋષિ તથા વસિષ્ટ મુનિના તેજસ્વી આશ્રમો જ્યાં હતા તેવો.

ભૃગુકચ્છ=ભરૂચ; ત્યાં ભૃગુઋષિનો આશ્રમ હતો. વસિષ્ટાશ્રમ આબુ ઉપર હતો.

**પાર્થના સારથિ,** અર્જુનનો રથ હાંકનાર શ્રીકૃષ્ણ. શ્રીકૃષ્ણે અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો. શ્રીમદ્ભગવદ્ગીતા હિન્દુધર્મનો અદ્ભુત ગ્રન્થ છે.

(પૃ. ૭૨) **વનરાજ,** સિંહ.

**કેસર,** યાળ; કેસરી=સિંહ.

**પ્રકાશ**—સૂર્યનું તેજ.

**વ્હાણ–નિકાસ,** ભારતવર્ષની જૂની સમૃદ્ધિ દર્શાવે છે.

(પૃ. ૭૩) **ચોળી—વેલ,** હિન્દુસ્તાનના બધા પ્રાન્તોમાં ગુજરાતી સ્ત્રીનો પોશાક વખણાય છે.

**સેંથો, (સં. સીમન્ત).**

**લલિત—જમાવ,** ગુર્જરી સ્ત્રીના મુખ પર એક પ્રકારની મનોહર લજ્જા (જે દરેક સ્ત્રીનું ભૂષણ છે તે) દેખાય છે.

**રાણકતનયા—છોડ,** જે દેશમાં રાણકદેવી જેવી સતી થઈ ગઈ તેની વંશજ (ગુર્જરી સ્ત્રી); લાગણીના ઉભરાથી શોભતી; જાણે સૌન્દર્યનો છોડ ઊગ્યો હોય એવી!

**ભાલ—શણગાર,** કપાળે ચાંલ્લો ને હાથે ચુડી એ સૌભાગ્યના શણગાર ગણાય છે.

**તેજશણગાર,** તેજસ્વી (મંગલ) ઘરેણાં.

(પૃ. ૭૪) **ચાણાક્ય,** ચન્દ્રગુપ્તના ગુરુ–તક્ષશિલાના આચાર્ય.

**દેશ—ઉદ્ધાર,** ધર્મની ખાતર ઇરાન છોડી સંજાણ બંદરે ઊતરી

આવેલા પારસીઓનો સત્કાર કરીને હિન્દુ રાજાએ જગતના ઇતિહાસમાં અનુપમ ઉદારતા દર્શાવી છે.

( પૃ. ૭૫ ) **શ્રીકૃષ્ણે—વ્રત**, હું યુદ્ધમાં શસ્ત્ર ધારણ કરીશ નહિ એવી શરતે શ્રીકૃષ્ણે અર્જુનનો પક્ષ સ્વીકાર્યો હતો.

**ચિતોડ—યશછાંવ**, ચિતોડનું પ્રસિદ્ધ સૂર્યવંશી રજપૂત કુળ ( જેમાં પ્રતાપ રાણો થઈ ગયો તે ) સ્થાપનાર વીર બાપ્પા રાવળ મૂળ ગુજરાતમાં ઇડરના હતા.

**દયાનન્દ**, આર્યસમાજના સ્થાપક અખંડ બ્રહ્મચારી શ્રી દયાનંદ સરસ્વતી મૂળ પોરબંદરના બ્રાહ્મણ હતા.

**શ્રીનગર**, અમદાવાદ.

**તીર—વેલ**, આખી પૃથ્વી પર એવો કોઈ દેશ ભાગ્યે જડશે જ્યાં ગુજરાતી વહેપારીઓ નહિ હોય.

**બાગ**, ગુજરાતની ભૂમિ રસાળ ને ફળદ્રુપ છે તેથી તેને બગીચો કહે છે.

(પૃ. ૭૬) **જૈને**, જૈન ધર્મના લોકો મોટે ભાગે ગુજરાતમાં છે.

**ધર્માગાર**. ( **सं. धर्म+आगार** ) ધર્મનું ઘર, મંદિર.

આ સુન્દર કાવ્યમાં કવિએ પોતાની દેશભક્તિ દર્શાવી છે.

# ગદ્ય

**નંદશંકર તુળજાશંકર** ( સં. ૧૮૯૧—૧૯૬૧ ) સુરતના વડ-નગરા નાગર બ્રાહ્મણ હતા. તે જમાના પ્રમાણે અંગ્રેજી શિક્ષણ લઈ તેમણે શિક્ષક તરીકે જીવન શરૂ કર્યું. હોપ સાહેબની કૃપાથી તે મામલતદાર થયા અને ત્યાર પછી ઉત્તરોત્તર ઉંચી પાયરીએ ચડતાં ચડતાં કચ્છ, લુણાવાડા, વગેરે દેશી રાજ્યોમાં મોટા અધિકારી થવા ભાગ્યશાળી થયા. તેમણે 'કરણઘેલો' એક જ પુસ્તક લખ્યું છે.

કરણઘેલો આપણા સાહિત્યનો પ્રથમ વાર્તાગ્રન્થ ગણાય છે. ખરી રીતે જોતાં તો મહીપતરામે ' સાસુ વહુની લડાઈ ' નામે એક હાસ્ય-રસની વાર્તા તે પહેલાં લખી હતી, છતાં આ પુસ્તકની લોકપ્રિયતાને લીધે વાર્તાના ગદ્યગ્રન્થ તરીકે તેને જ પ્રથમ ગણવામાં આવે છે. તેને લખાયાંને વર્ષો વહી ગયાં છતાં તે હજુ લોકપ્રિય છે. કર્તાની વર્ણનશક્તિ એવી સરસ છે કે જે પ્રસંગને તે વર્ણવવા બેસે છે; તેનું ચિત્ર જાણે આપણી આંખ આગળ પ્રત્યક્ષ થાય છે. ઉદાહરણ તરીકે વાંચો 'બાગલાણનો ઘેરો'.

(પૃ. ૭૭) સંઘ (**सं**) = ટોળી. જાત્રાએ જનાર લોકોની ટોળીને માટે આ શબ્દનો ઉપયોગ ઘણો થાય છે. ઉ. ત. પાલિતાણાનો સંઘ, અંબાજીનો સંઘ.

મૈયત = મરણ.

હીજરાયા કરતો હતો=મનમાં બળ્યા કરતો હતો.

તેનો ઝાડો જોવો=તેની બારીકીથી તપાસ કરવી.

પતીજ = ખાતરી [ **सं**. શબ્દ **प्रतीति** ઉપરથી આ શબ્દ થયો છે. ]

આખો ખંડ એક બે વખત વાંચો. કરણઘેલામાં ઠેકઠેકાણે આપણા જુના રિવાજ, વહેમો, વગેરેનું કર્તાએ આબેહુબ વર્ણન આપ્યું છે અને કોઈ કોઈ સ્થળે તેની મીઠી મશ્કરી કરી રમુજ ઉપજાવી છે. ડોસીનો કંજુસ સ્વભાવ, છતાં મુઆ પછી નાતમાં છૂટું ઘી પીરસાય તેની આતુરતા, મુઆ પછી આગ કોણ મૂકે તેની ફીકર વગેરે રમુજી વર્ણનથી કર્તાએ જુના જમાનાનાં ઘરડાં માણસોના વિચારોનો કેવો ખ્યાલ આપ્યો છે!

૨

(પૃ. ૮૧) આપણા પૂર્વજોએ યાત્રાનાં સ્થળો પસંદ કરવામાં અતિશય ડહાપણ અને બુદ્ધિ દાખવ્યાં છે. આપણાં જાત્રાનાં ધામ કોઈ પર્વતના શિખર ઉપર કે કોઈ પર્વતની તળેટીમાં, સમુદ્ર કિનારા ઉપર કે વિશાળ નદીના તટ ઉપર, કે કોઈ સુંદર અને અસાધારણ કુદરતી સૌન્દર્યવાળાં સ્થાનો પર આવેલાં છે. આવાં સ્થળોમાં માણસ જઈને ઉભો રહે ત્યારે તેને પોતાની તુચ્છતા અને સરજનહારની અસાધારણ મોટાઈ વિષે સહેજે વિચાર આવી જાય છે એ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

રાજ્યધાની = ખરો શબ્દ રાજધાની જોઈએ. રાજ+ધાની ( **સં. ધાની** શહેર ) રાજાનું શહેર.

શ્રીસ્થળ = સિદ્ધપુર.

મહિમા (**સં.**) = પ્રતાપ; કીર્તિ.

કલ્પનાની...સત્તા છે = મનના વિચારની અસર માણસ ઉપર ઘણી મોટી છે. કોઈ કામ કરતી વેળા 'આટલું કરતાં તો થાકી જવાય' બોલનાર ખરેખર થાકી જાય છે. આપણા જીવનમાં રોજ બનતા બનાવોમાં પણ આ વાત પ્રત્યક્ષ થશે.

નિવારણ (**સં**) = દૂર થવું તે.

મહાત્મ = પ્રતાપ, ખરો સં. શબ્દ માહાત્મ્ય છે.

રમણીય = સુંદર.
ચિત્તાકર્ષક (સં.) = મનનું આકર્ષણ કરનાર, મનોહર.
પ્રાચીન કાળથી પ્રસિદ્ધ થયેલી નદીઓ ગંગા, યમુના, ગોદાવરી, કાવેરી, નર્મદા વગેરે છે. તેમના ઉપર કેટલાં જાત્રાનાં સ્થળ આવેલાં છે? સિંહસ્થ વર્ષમાં ગોદાવરી ઉપર મોટો મેળો ભરાય છે. પ્રયાગમાં કુંભનો મેળો ભરાય છે.
અમર્યાદ (સં.) = જેની હદ નથી તેવો; અપાર.

આ ખંડનું 'જ્યાં ઈશ્વરે બહોળે હાથે કરી'...ઇત્યાદિ શબ્દોથી શરૂ થતું વાક્ય વાંચો અને જુઓ પૂર્ણવિરામ ક્યાં આવે છે. આવડું મોટું વાકય હોવા છતાં તે અટપટું નથી તેથી અર્થ સમજવામાં જરાએ અડચણ પડતી નથી. વાક્ય જાણે પારદર્શક છે. કરણઘેલામાં આવાં લાંબાં વાકયો ઘણે સ્થળે છે.

આ ખંડમાં દર્શાવેલા વિચાર અંગ્રેજી કેળવણી પામેલા માણસોને આવે એ વધારે યોગ્ય છે. આજથી પાંચસો છસો વર્ષ પર થઈ ગયેલા બ્રાહ્મણોને યાત્રાના ફળ વિષે આવા વિચારો આવે એમ તમને લાગે છે?

**મહીપતરામ રૂપરામ નીલકંઠ** (સં. ૧૮૮૫–૧૯૪૭) સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપવાનું શિક્ષણ લેવા તેઓ વિલાયત ગયા હતા. તેમની જ્ઞાતિમાંથી વિલાયત જનાર એ પહેલા જ હતા; તેમને નાતબહાર રહેવું પડ્યું હતું. વિલાયતથી પાછા આવી અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે તેમણે આપણા પ્રાન્તની અમૂલ્ય સેવા બજાવી. તેઓ અડગ સંસારસુધારક હતા અને સ્ત્રીકેળવણી માટે ખૂબ આગ્રહ રાખતા.

મહીપતરામ લેખક પણ હતા. તેમણે દુર્ગારામ મહેતાજી અને કરસનદાસ મૂળજીનાં જીવનચરિત્ર ઉપરાંત 'સાસુ વહુની લડાઈ,' 'વનરાજ ચાવડો,' અને 'સધરા જેસંગ' નામે વાર્તાઓ લખી છે. એ બધી વાર્તાઓ સામાન્ય પ્રકારની છે; પણ તે જમાનામાં સાધારણ લોક સમજી શકે તેવાં પુસ્તકો ઓછાં એટલે મહીપતરામનાં પુસ્તકો આદર

પામ્યાં. તેમનું લખાણ સાદું અને રસ વિનાનું છે. પ્રસંગ ગમે તેવો હોય તોપણ લખાણ એકધારું; નહિ તેમાં ઉમળકો કે નહિ ઉંડાણ. ‘વનરાજ ચાવડો’ અને ‘સધરા જેસંગ’ માં સંસાર સુધારાની વાત ઉપરાંત લોકોમાં ચાલતાં જોડકણાં ટુચકા અને દન્તકથાઓનો તેમણે છૂટથી ઉપયોગ કર્યો છે. આ ખંડ તેનું ઉદાહરણ છે. આપણા પ્રાન્તમાં અનેક જળાશયો વિષે આવી દન્તકથાઓ ચાલે છે. લોકગીતો અને રાસડાઓમાં આવી કેટલીક કથાઓ જળવાઈ રહી છે. સરખાવો માધાવાવનું ગીતઃ

બાર બાર વરસે નવાણ ગળાવ્યાં,
નવાણે નીર નો આવ્યાં જી રે.

(પૃ. ૯૦) સમારંભ = ધામધુમ સહિત કામનો આરંભ.

બત્રીશલક્ષણો = બત્રીશ લક્ષણવાળો. બત્રીશ લક્ષણ કયાં કયાં? ૧ સિંહનું (પરાક્રમ). ૧ બગલાનું (એકધ્યાન). ૪ કુકડાનાં (વહેલું ઊઠવું, યુદ્ધમાં ધુમવું, કુટુંબનું પોષણ કરવું, સ્ત્રી ઉપર પ્રીતિ રાખવી). ૬ મોરનાં (મધુર ભાષણ, સુંદર સ્વરૂપ, કળાયુક્ત રહેવું, ગર્વહીન રહેવું, શત્રુને છુંદવો, ઊંચી પદવીએ રહેવું.) ૬ કુતરાનાં (થોડી ઊંઘ, સંતોષ, સ્વામીભક્તિ, તરતમાં સમજી જવું, સાહસ, કૃતજ્ઞતા). ૩ ગધેડાનાં (ભાર વહેવો, દંડને લેખવવો નહિ, સંતોષી રહેવું). ૫ કાગડાનાં (અવિશ્વાસ, લાજ, ચંચળતા, જ્ઞાતિપ્રેમ, સમયપરીક્ષા) ૬ પુરુષનાં (સ્વમાન, ધીરજ, ચાતુર્ય, વાચાળપણું, ક્ષમા, સત્ય).

મહેતર = ભંગી.

અસ્પૃશ્ય ગણાતા વર્ગને આપણે હાથે કેટલું ખમવું પડે છે? હજીએ એવાં ગામ છે કે જ્યાં કોઈ જાતનો રોગ ફાટી નીકળે તો તે ગામના ભંગીઓને પકડી પકડીને મારવામાં આવે છે. આ લોકો મેલી વિદ્યાના જાણનાર છે અને તેના બળે કરીને તેઓ રોગ ફેલાવે

છે અને બીજા પણ અનર્થ કરી શકે છે એવી લોકોમાં સાધારણ વહેમભરી માન્યતા છે.

**નવલરામ લક્ષ્મીરામ પંડ્યા** ( સં. ૧૮૬૨–૧૯૪૪ ) સુરતના વીસલનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમણે નાની વયમાં ઝડપ અને ઉત્સાહથી સુરતમાં થઈ શક્યો એટલો અભ્યાસ કરી લીધો. તે જમાનામાં વધારે અભ્યાસ કરવા ઇચ્છનારને મુંબાઈ જવું પડતું. નવલરામના પિતાની સ્થિતિ સાધારણ એટલે તેનાથી મુંબાઈ જઈ શકાયું નહિ. સોળ સત્તર વર્ષની કુમળી વયમાં તેણે સંસારમાં પ્રવેશ કર્યો અને સુરતની હાઈસ્કૂલના મદદનીશ શિક્ષક તરીકે જીંદગીની શરૂઆત કરી. પછી તો ક્રમે ક્રમે ચઢતાં તે અમદાવાદમાં આવેલી પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપલ અને રાજકોટની મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ થયા. અમદાવાદમાં હતા ત્યારથી 'ગુજરાત શાળાપત્ર' નામે કેળવણીના એક માસિકના તે અધિપતિ હતા. લગભગ વીશ વર્ષ સુધી તેમણે તે માસિક પોતાના હાથમાં રાખ્યું.

નવલરામ આપણી ભાષાના એક મોટા અને નામીચા લેખક છે. 'ગુજરાત શાળાપત્ર'માં તેમણે જાતજાતના વિષયો ઉપર લેખો લખી આપણા પ્રાંતના વિદ્વાનોમાં સારૂં સ્થાન મેળવ્યું હતું. તેમણે અંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ, વીરમતી નાટક, બાળલગ્ન બત્રીસી, ભટનું ભોપાળું, વગેરે પુસ્તકો લખ્યાં છે. તેમના લેખોનો સંગ્રહ 'નવલગ્રંથાવલિ' નામે પુસ્તકના ચાર ભાગમાં થયો છે.

બાદશાહ બીરબલની ઘણી વાતો આપણામાં ચાલે છે. એ બાદશાહ અને બીરબલ પ્રથમ કેવી રીતે મળ્યા અને ઓળખાણ થયા પછી તેઓ કેવા વિદ્યાનંદમાં વખત વીતાવવા લાગ્યા તે બતાવવાના હેતુથી નવલરામે 'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ' લખ્યો છે. તેમાં આવતા શ્લોકો પણ નવલરામના જ રચેલા છે.

(પૃ. ૯૬) ખાતર = ધ્યાન, પરવા. ( ફા. ખાતિર )

એપેલેટ કોર્ટ = અપીલ કરવાની અદાલત. નીચેની અદાલતે જે ચુકાદો આપ્યો હોય તેથી સંતોષ ન થાય તો ઉપલી અદાલતને ફરીથી અરજ કરવી તેને અપીલ કહે છે. કાજી મુફતી વગેરે અમલદારોએ જે ન્યાય કર્યો હોય તેનાથી સંતોષ ન થાય તો લોકો બાદશાહ પાસે ફરિયાદ કરી શકતા હતા.

અંબાર = ઢગલો.

ગુલાબ = [ ગુલ=ગુલાબનું ફૂલ, આબ = પાણી ] ગુલાબની સુગંધવાળું પાણી. આપણે ગુલાબજળ શબ્દનો જે ઉપયોગ કરીએ છીએ તેમાં જળ શબ્દ વધારાનો દાખલ થઈ ગયો છે.

આક્રંદ (સં.) = રુદન.

સત્તર = લીટી. (અ. સત્ર) માઇનો = અર્થ.

વિલક્ષણ (સં.) = અસાધારણ.

**પાયા હીરા** વગેરે—લાખ રૂપીઆનો હીરો મળ્યો તે વેચવા માટે આવ્યો, પરંતુ મને છક્કડ મારીને છીનવી લીધો એવો દગાબાજ ઝવેરી છે.

બીરબલને ખરેખરો હીરો મળ્યો ન હતો તેમ કોઈએ તેની પાસેથી બળાત્કારે પડાવી પણ લીધો ન હતો. બીરબલે તો બાદશાહનેજ ચોર ઠરાવ્યો એ સર્વ ચમત્કારિક વાણી કવિતાની છે અને પોતાની ચતુરાઈથી આ દોહરાનો જ્યારે બાદશાહને અર્થ સમજાવ્યો ત્યારે બાદશાહ તેના પર પ્રસન્ન થયો. વિદ્વાન્ માણસો શબ્દ અને અર્થના ચમત્કારોથી પોતાની ચતુરતા કેવી રીતે બતાવે છે તે બતાવવા માટે આ લેખ લખાયો છે.

(પૃ. ૧૦૧) પાટણથી થોડે દૂર આવેલા રુદ્રમાળનાં ખંડેરો આજે પણ જોવામાં આવે છે, ત્યારે એ સ્થળે એક દિવસ કેવા કેવા વૈભવ જોયા હશે અને તે સમયે ગુજરાતમાં કેવી જાહોજલાલી હશે તેનો સહેજે વિચાર આવી જાય છે.

મંડળેશ્વરો = [મંડલ=મોટા રાજ્યનો પ્રાંત] સામંતો.

બહુધા = ઘણે ભાગે. રાજ્યપ્રપંચમાં રચીપચી રહેલાઓને પોતાના મિત્ર ઉપર પણ વિશ્વાસ પડતો નથી. સ્વાર્થ અને પ્રપંચના જ ત્યાં ખેલ ખેલાય છે.

હનુમાન = અંજના અને વાયુદેવના પુત્ર. બાળપણમાં સૂર્યને પાકેલું ફળ જાણી તેને પકડવા કૂદકો માર્યો એટલે ઇન્દ્ર તેની જોડે લડવા આવ્યો. ઇન્દ્રે તેને વજ્ર જેવું અંગ અને ચિરંજીવ થવાનો વર આપ્યો. તે બ્રહ્મચારી છે, અસાધારણ બળવાન્ છે અને રામના આરૂઢ ભક્ત છે. હનુમાન્ એટલે બ્રહ્મચર્ય, બળ, ભક્તિ, નિઃસ્વાર્થ સેવાનો આપણો આદર્શ.

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ = આઠે અંગે લાકડીની પેઠે લાંબા ભોંય પર પડીને પ્રણામ. આઠ અંગઃ મસ્તક, આંખ, છાતી, હાથ, પગ, ઘુંટણ, મન, વાણી.

બળનિધાન (સં.) = બળનો ભંડાર.

હોશે–વ્યાકરણનું શુદ્ધ રૂપ કયું? નિર્ધાર=નિશ્ચય.

યાવત્ ચંદ્રદિવાકરૌ (સં.) = જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર છે ત્યાં સુધી; નિરંતર.

વલ્લભીપુર = કાઠિયાવાડમાં આવેલા વળા નામે ગામ પાસે આ શહેરનાં ખંડેરો છે. પ્રાચીન કાળમાં તે ઘણી જાહોજલાલીવાળું શહેર હતું. તેના નાશ માટે અનેક દંતકથાઓ ચાલે છે. વલ્લભીપુરની ગાદીએ શીલાદિત્ય નામે એક કરતાં વધારે રાજા થઈ ગયા છે.

આ ખંડ વાંચ્યા પછી સિદ્ધરાજ તમને કેવો લાગે છે? હનુમાનને તેણે કરેલી પ્રાર્થના ઉપરથી તમે તેના વિષે શું ધારો છો? પાટણ અને રુદ્રમાળ વિષેની તેની ભવિષ્યવાણી ખરી પડી છે?

(પૃ. ૧૦૬) **અંબાલાલ સાકરલાલ દેસાઈ (સં. ૧૯૦૦–૧૯૫૦)** અમદાવાદના બ્રહ્મક્ષત્રિય હતા. આપણા ગુજરાતી ગ્રેજ્યુએટોમાં તે

પ્રથમ હોવાથી Prince of Gujarati Graduates કહેવાતા હતા. તેમણે શિક્ષક તરીકે જીવનની શરુઆત કરી હતી, પરંતુ પાછળથી વડોદરા રાજ્યમાં ન્યાયાધીશ થયા હતા અને ત્યાંથી નિવૃત્ત થયા પછી તેમણે બીજો ધંધો આદર્યો હતો, પરંતુ તેમાં તે સફળ થયા ન હતા. અંબાલાલભાઈ જબરા વિચારક હતા અને એમના જમાનામાં તે દીર્ઘદષ્ટિવાળા વિચારક તરીકે પૂજ્ય ગણાતા હતા. દેશી કારીગરીને ઉત્તેજન, તંદુરસ્તી, કેળવણી, વગેરે કેટલાક તેમના માનીતા વિષયો ઉપર તે કોઈ કોઈ વાર લેખો લખતા કે ભાષણ આપતા.

આપણા જુવાનોનાં શરીર આજ પણ હજુ એવાં જ તકલાદી રહ્યાં છે. આ ખંડમાં લખેલી ઘણી બાબતો આજે આટલે વર્ષે પણ કેટલી સાચી છે ? બાળલગ્ન, જાતે કામ કરવામાં ઘણી નાનમ, પુરતી કસરતની ખામી, વ્યવહારની મુશ્કેલીઓ વગેરે આપણું સત્ત્વ હણી નાખનારા રીતરિવાજો આજે પણ આપણામાં રહ્યા છે.

**હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા** (જન્મ સં. ૧૯૦૫) અંગ્રેજ સરકારના અને વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં નોકરી કરી સં. ૧૯૫૬માં વાનપ્રસ્થ થયા. તેમની અનેક પ્રકારની સેવાની કદરમાં સરકારે તેમને 'રાવબહાદુર'નો ઇલ્કાબ આપ્યો છે. સં. ૧૯૬૧માં લુણાવાડાના મહારાણાના આગ્રહથી દિવાનપદ સ્વીકાર્યું હતું. તેમને પ્રાચીન ગુજરાતી સાહિત્ય ઉપર ઘણી પ્રીતિ છે. શ્રીમંત મહારાજા ગાયકવાડના આશ્રયથી તેમણે પ્રાચીન કાવ્યમાલાનાં ૩૫ પુસ્તકો પ્રકટ કર્યા છે. તેમણે 'પાણીપત' અને 'વિશ્વની વિચિત્રતા' નામે બે કાવ્યો લખ્યાં છે, તે ઉપરાંત મહીસુર મુસાફરી, સંસારસુધારો, દેશી કારીગરીને ઉત્તેજન, બે બહેનો, અંધેરી નગરીનો ગર્ધવસેન, ટચુકડી સો વાતો વગેરે ગદ્યગ્રન્થો પણ લખ્યા છે. તેમનું લખાણ સરલ હોય છે. આજ વૃદ્ધવયમાં પણ તેમનો ઉત્સાહ અને ઉદ્યોગ જુવાનને પણ શરમાવે. હાલ થોડા સમય પહેલાં વડોદરાના ગાયકવાડ સરકારે તેમની ગુજરાતી

ભાષાની સેવાની કદર કરી ' સાહિત્યમાર્તંડ ' નો સોનાનો ચાંદ આપ્યો છે.

(પૃ. ૧૧૨) શંકરઃ શંકરાચાર્ય—વેદાન્ત શાસ્ત્રના એક ગુરુ. તેનો જન્મ કેરલ દેશમાં થયો હતો.નાનપણથી તેમણે અસાધારણ વિદ્યા મેળવી અને સંન્યાસ લીધો. દેશમાં ફરીને તેમણે અનેક પંડિતોને વાદમાં હરાવ્યા અને પોતાના શિષ્ય બનાવ્યા. તેમણે હિંદુસ્તાનની ચારે દિશામાં એકેક મઠની સ્થાપના કરી છે. આજે પણ તે મઠની ગાદીએ આવનાર સંન્યાસી શંકરાચાર્ય કહેવાય છે.

દિગ્વિજય (સં) = દિશાઓનો જય.

બોનાપાર્ટ: નેપોલિયન બોનાપાર્ટ—એક સામાન્ય સિપાઈનો પુત્ર પોતાની અસાધારણ શક્તિથી ફ્રાન્સ દેશના લશ્કરનો સેનાપતિ થયો; ધીમે ધીમે તે સર્વ સત્તા હાથ કરી ફ્રાન્સનો બાદશાહ પણ થયો. તેણે પોતાના પરાક્રમથી આખા યુરોપ ખંડને થથરાવી મૂક્યો હતો. આખરે ઈ. સ. ૧૮૧૫માં તે અંગ્રેજોની સામે લડતાં કેદ પકડાયો. તેનાં છેલ્લાં વર્ષો કેદમાં ગયાં.

જેર કર્યો = તાબે કર્યો.

યુગનું મૂળ મનુષ્યનાં કૃત્ય છે = માણસ જેવાં કૃત્ય કરે તેવો સમય થાય. સમય જાતે સારો કે ખરાબ નથી, પરંતુ માણસો પોતાનાં કામો વડે તેને સારો નરસો બનાવે છે.

દહીંમાં અને દૂધમાં પગ રાખવો: કોઈ પણ એક નિશ્ચય કર્યા વગર બંને પક્ષમાં રહેવું તે.

**ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી** (સં. ૧૯૧૧–૧૯૬૩) નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. નાનપણથી તેમણે ત્રણ નિશ્ચય કરી રાખ્યા હતાઃ કોઈની નોકરી કરવી નહિ; એલએલ. બી. થવું અને ૪૨ મે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ જવું. શ્રીમંત પિતાની સ્થિતિ બદલી જતાં ગરીબીનાં દુઃખ વેઠીને તથા અનેક અવગડો ખમીને

પણ તે એલએલ. બી. થયા; સારી નોકરી છોડી તેમણે મુંબઈમાં વકિલાતનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. ધંધો સારો ચાલ્યો, કમાણી સારી થઈ અને પિતાનું ઋણ અદા કરી દીધું. સગાસંબંધીઓની ઇચ્છાઓ પુરી કરી છેવટે તેમણે ધીકતો ધંધો છોડી પોતાનો ત્રીજો નિશ્ચય પલ અમલમાં મૂક્યો; આવતી લક્ષ્મીને ઠોકર મારી સરસ્વતીની સેવા કરવા માટે આ ટેકીલા નરે ૪૨મે વર્ષે વકિલાત કરવાનું બંધ કર્યું અને પાછળથી વડોદરા અને કચ્છ જેવાં રાજ્યોમાં ઉંચો અધિકાર આપવાની માગણી પણ નકારી. આયુષ્યનાં બાકીનાં વર્ષો તેમણે બને તેટલો ઉંડો અને વિશાળ અભ્યાસ અને લખવાનું કાર્ય કર્યાં.

સરસ્વતીચંદ્રના ચાર ભાગ છે. તેમાં જુદા જુદા પ્રસંગો, પાત્રો અને બનાવોની એવી ફૂલગુંથણી છે કે આપણને કર્તાની બુદ્ધિની ઝીણ-વટ માટે મોટું આશ્ચર્ય થયા વિના રહેતું નથી. સરસ્વતીચંદ્ર લખાતાં પંદર વર્ષ લાગ્યાં હતાં.

આ ખંડ સરસ્વતીચંદ્રના બીજા ભાગમાંથી લીધો છે. તેનું નામ 'ગુણસુન્દરીનું કુટુંબજાળ' છે.

(પૃ. ૧૧૪) બેત = વિચાર.

જિજ્ઞાસા (सं) = જાણવાની ઇચ્છા. કુતૂહલ.

ઉત્કંઠિત થઈ = ડોક ઉંચી કરીને. ઉદ્ = ઉંચું; કંઠ = ડોક. મૂળ શબ્દ ઉત્કંઠા આ પ્રમાણે બન્યો છે. પછી આપણે તેને આતુરતાના અર્થમાં વાપરીએ છીએ. આતુર બનીને.

પલ્લું = લગ્ન વખતે વરપક્ષ તરફથી કન્યાને દાગીના, રોકડ વગેરે જે અપાય તે. તે સાંધન કહેવાય છે.

તર્જની (सं) = અંગુઠા પછીની આંગળી.

હીન ભાગ્ય (सं) = હલકું ભાગ્ય.

સોના......ઉપજશે. ઓછી કિંમત આવશે.

દાગીના ગીરો મૂકીએ = કોઈને ત્યાં દાગીના થાલમાં આપી જોઈતાં

નાણાં લઈએ અને પછી આપણી પાસે પુરતાં નાણાં થાય
ત્યારે પાછા ભરી દઈ દાગીના પાછા લઈએ.

આખો ખંડ વાંચો, ફરી ફરી વાંચો. ઘરમાં એક સુશીલ સ્ત્રી ઘરનાં જુદા જુદા સ્વભાવવાળાં માણસોને કેમ જીતી લે છે, ઘરખટલામાં વિકટ મામલો ઉભો થાય ત્યારે કેમ તોડ કાઢે છે, જાતે દુઃખ અગવડ વેઠીને કુટુંબ તથા કુટુંબીઓને કેમ સુખી કરી શકે છે તેનું કેવું સુંદર ચિત્ર છે ? ઘરસંસારની ઝીણી ઝીણી બાબતો પણ કર્ત્તાના લક્ષ બહાર નથી. માનચતુર વિષે તમે શું ધારો છો ? આ પછીના ખંડમાં એ ડોસાની વધારે ઓળખાણ તમને થશે.

(પૃ. ૧૧૮) સાવધાન (સં.) : ખબરદાર

પલકારામાં પાછા આવો : પલકારો એટલે આંખ બંધ કરીને ઉઘાડીએ
એટલો વખત. જલદી આવો.

તત્પરતા (સં.) : તૈયારી

કાયદાની તકરારો.....વકીલોના ધંધા ઉપર અને જીભના જોર ઉપર
જીવનારાઓ ઉપર કેવો ફટકો માર્યો છે ?

આ શબ્દોથી શરૂ થતો ભાગ અંત સુધી વાંચી જાઓ. માનચતુર વ્યવહારકુશળ માણસ છે. બહુ ભણ્યો નથી, પણ બહાદુર છે અને તેને કામની આવડ છે. ચંદ્રકાન્ત નવા જમાનાનો પુસ્તક પંડિત છે. મુંબાઈમાં રહી સુધરેલા અને મોટા હોવાનો ડોળ રાખનારા અને સત્ય કરતાં પણ શબ્દનાં ચુંથણાં કરી કાયદાની બારીકી શોધી કાઢનાર વકીલોને જુના જમાનાના માનચતુરે મહેણું માર્યું છે. પુસ્તકો ગોખીને બનેલા પંડિતો બહાદુરી ઉપર કવિતા કે નિબંધ લખે પણ બહાદુરી બતાવી શકે નહિ. માનચતુરની મારફતે કર્તા આપણને શું સમજાવે છે ?

**મણિલાલ નભુભાઈ દ્વિવેદી** (સં. ૧૯૧૪–૧૯૫૪) નડિયાદના સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. બી. એ. સુધી અભ્યાસ કરી

તે સરકારી નોકરીમાં દાખલ થયા અને મુંબાઈની ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નિમાયા. ત્યાં કેટલોક વખત કામ કર્યાં પછી ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે તે ગયા. ત્યાં તેમને નાકનો એવો દુષ્ટ રોગ લાગુ પડયો કે એમનાથી સ્પષ્ટ બોલી શકાતું નહિ; પરિણામે તેમને નોકરી છોડી નડિયાદ આવી રહેવું પડયું. નિવૃત્તિનો એ સમય તેમણે સાહિત્યસેવામાં ગાળ્યો: ના. મહારાજા ગાયકવાડે પાટણના જૈન ભંડારોની તપાસ કરી તેમાંનાં પુસ્તકોની યાદી કરવાનું તેમને કાર્ય સોંપ્યું, પરંતુ તે પૂરૂં કર્યાં પહેલાં તો તે મરણ પામ્યા.

મણિલાલ 'પ્રિયંવદા' અને 'સુદર્શન' નામે બે માસિકો ચલાવતા હતા: 'પ્રિયંવદા' સ્ત્રીઓ માટે ચાલતું તેથી તેમાં લખાણ સરળ આવતું પરંતુ 'સુદર્શન'માં મણિલાલનું કેટલુંક સાચવી રાખવા યોગ્ય લખાણ આવતું. તેમને તત્ત્વજ્ઞાન પર અથાગ પ્રીતિ હતી; તત્ત્વજ્ઞાનના કેટલાક અંગ્રેજી ગ્રંથો લખી યુરોપમાં પણ તેમણે ખ્યાતિ મેળવી હતી. ગુજરાતીમાં તેમણે નારીપ્રતિષ્ઠા, બાલવિલાસ, ચારિત્ર્ય, ગુલાબસિંહ, સિદ્ધાન્તસાર વગેરે પુસ્તકો લખ્યાં છે. તેમણે કાન્તા નામે એક સુંદર નાટક પણ લખ્યું છે. તે કાવ્યો પણ લખતા. સંસ્કૃત કવિ ભવભૂતિનાં નાટકોનાં તેમણે ગુજરાતીમાં ભાષાંતર કર્યાં છે.

મણિલાલનું લખાણ ઉંચી જાતનું ને શુદ્ધ છે. તેના લખાણથી ગુજરાતી ગદ્યની સમૃદ્ધિ વધી છે.

(પૃ. ૧૨૧) હરબડી જતા = ગભરાઈ જતા
વ્યંગ્ય = સૂચિત અર્થ.
અપેક્ષા = જરૂર

**રમણભાઈ મહીપતરામ નીલકંઠ** (સં. ૧૯૨૪–૧૯૮૪)

મહીપતરામ રૂપરામ નીલકંઠના પુત્ર થાય. એલ એલ. બી. થયા પછી તેમણે ડિસ્ટ્રીકટ કોર્ટમાં નોકરી સ્વીકારેલી, પરંતુ પિતાના મરણને લીધે તે જગા છોડી અમદાવાદમાં વકીલાત શરૂ કરી.

અમદાવાદની જાહેર પ્રવૃત્તિઓમાં તે ઉત્સાહ અને છૂટથી ભાગ લેતા હતા. સરકારે તેમને 'સર'નો ખિતાબ આપ્યો હતો પરંતુ તે લાંબા વખત સુધી ભોગવવા ભાગ્યશાળી થયા નહિ. તેમનાં પત્ની લેડી વિદ્યાગૌરી ગ્રેજ્યુએટ છે અને સ્ત્રીજીવનના પ્રશ્નોમાં તથા જાહેર જીવનમાં અગ્રેસર ભાગ લે છે.

રમણભાઈએ થોડાંક કાવ્યો લખ્યાં છે. તે ઉપરાંત તેમણે નિર્દોષ પ્રસંગોનાં વિનોદ ભરેલાં લખાણો કર્યાં છે. તે 'જ્ઞાનસુધા' નામે એક માસિક ચલાવતા હતા તેમાં પુસ્તકોનાં વિવેચન, લેખકોની કદર, સાહિત્યનો વિકાસ કરવાના ઉપાયો વગેરે ઉપર બહુ ઉદાર દૃષ્ટિવાળા લેખો લખતા હતા. 'રાઈનો પર્વત' નામે એક નાટક પણ તેમણે લખ્યું છે. તેમના ગ્રંથોનાં નામઃ ભદ્રંભદ્ર, કવિતા અને સાહિત્ય, હાસ્યમંદિર, રાઈનો પર્વત, વગેરે. આ ઉપરાંત તેમના ઘણા લેખો છુટાછવાયા પણ છે.

રમણભાઈનું લખાણ સરળ ઠરેલ અને શબ્દોની યોગ્ય પસંદગીવાળું છે.

મહારાજા પર્વતરાયે કનકપુરના પ્રથમના રાજા રત્નદીપદેવની ગાદી પચાવી પાડી હતી; રાણી અમૃતદેવી પોતાના પુત્ર જગદીપદેવને લઈ નાસી છૂટી, અને પોતાના પતિનું વેર લેવા તથા પોતાના પુત્રને પિતાનું રાજ્ય પાછું અપાવવાના હેતુથી કિસુલવાડીમાં માળણને વેશે રહી જાલકાના નામથી ઓળખાવા લાગી. જગદીપદેવ તે રાઈ હતો.

(પૃ. ૧૨૭) બરતનમેં = વાસણમાં.

બાવાજીની...નહિ = બાવાજીની તપાસમાં કનકપુરમાં માલ નીકળ્યો નહિ.

કચરા જોડે ધાતુ મળેલી હોય ત્યારે તેનો રસ કરી કચરાથી છુટી પાડવાની ક્રિયાને ચાસણી કહે છે.

ઝાંખી = દર્શન

જોગ = મેળાપ

પુરવાસીઓ (સં.) શહેરીઓ ( પુરઃ શહેર. વાસી = વસનારા )
મિસરી માલ = ખાંડ જેવો મીઠો માલ.

ગુજરાતના ક્ષેત્રફળના પ્રમાણમાં તેમાં નાતો, ધર્મો અને પંથો પુષ્કળ ચાલે છે એ બાબત પંર કર્તાની ટીકારૂપે આ પ્રવેશ છે. ધર્મનાં મૂળતત્ત્વના પોતાની સમજણ પ્રમાણે અર્થ ઉઠાવી તે પ્રમાણે બોધ આપી કેટલા પંથ, અખાડા વગેરે ચલાવવામાં આવે છે ?

**કનૈયાલાલ માણેકલાલ મુનશી** ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણ છે અને એલ એલ. બી, એડવોકેટ થઈ મુંબાઈમાં વકિલાત કરે છે. તેમણે ગુજરાતી લખવાનો આરંભ સત્તરેક વર્ષ ઉપર કર્યો અને પોતાની પહેલી વાર્તાઓ 'ધનશ્યામ' નામે પ્રસિદ્ધ કરી. તે ટુંકી વાર્તાઓ અને વાર્તાગ્રંથો લખે છેં. તેનાં પુસ્તકો વેરની વસુલાત, પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, પૃથિવીવલ્લભ, રાજાધિરાજ, સ્વપ્નદ્રષ્ટા વગેરે છે.

કનૈયાલાલના લખાણમાં પ્રસંગનું ચિત્ર નજર આગળ ખડું કરવાની અજબ શક્તિ છે. તેમની વાર્તાનાં સ્રીપુરુષો જાણે જીવતાં જાગતાં છે. ભાષાનો જુસ્સો પણ છે.

(પૃ. ૧૩૦) દિગ્વિજય (સં.) = દિશાઓનો જય [ દિક્ = દિશા ]
ચમત્કારી = અસાધારણ.

વ્યક્તિત્વ=સામા માણસ ઉપર પોતાનો પ્રભાવ પાડવાની શક્તિ. મુંજ શત્રુરાજા હતો, હાર્યો હતો, કેદી બની ભિક્ષા માગતો હતો એટલે સરસાઈ તો તૈલપની ગણાય છતાં લોકો મુંજથી અંજાઈ ગયા અને લોકો પોતાના રાજા ઉપર ભાવ રાખવાને બદલે મુંજ તરફ ભાવ દર્શાવવા લાગ્યા એજ મુંજની અસાધારણ શક્તિનો પ્રતાપ.

હજારો નિશ્વાસો...લોકોથી છડે ચોક તો તૈલપને વારી શકાય તેમ ન હતું એટલે તેઓ કશું બોલ્યા વિના માત્ર નિશ્વાસ નાખીને પોતાનો શોક પ્રકટ કરતા હતા.

નિશ્ચલ (સં.) = અડગ.

રાજ્યભુવન = રાજમહેલ, ખરો સંસ્કૃત શબ્દ 'રાજભવન' જોઈએ.

મદોન્મત્ત (સં.) = મદમાં મસ્ત બનેલો. (મદ+ઉન્મત્ત).

અવન્તી = માળવાની પ્રાચીન કાળની રાજધાની.

ભોજ = મુંજનો ભત્રીજો હતો. તેણે મુંજને કારાગૃહમાંથી છોડાવવાની યુક્તિ કરી હતી પરંતુ મુંજે તેનો લાભ લીધો ન હતો. માળવાનો રાજા ભોજ કવિઓ અને પંડિતોના આશ્રયદાતા તરીકે પ્રખ્યાત છે.

ભીલ્લમ = એક માંડલિક રાજા, તે તૈલપની નોકરીમાં રહ્યો હતો અને તેનાજ બળથી મુંજ જીવતો પકડાયો હતો, પરંતુ તૈલપે તેનું અપમાન કર્યાથી તે તેની નોકરી તજી દેશ• ચાલ્યો ગયો અને પોતાના અપમાનનું વેર લેવાની તકની રાહ જોતો બેઠો.

આડંબર (સં) = ઢોંગ.

ગૌરવભર્યા = દમામદાર [ ગૌરવ (સં.) = દમામ ]

પૃથ્વીવલ્લભ=પૃથ્વીનો પતિ. મુંજ વિદ્વાન્, રસિક અને પંડિતોને આશરો આપનાર હતો તેથી કવિઓએ તેને 'પૃથ્વીવલ્લભ' એ બિરુદ આપ્યું હતું. મુંજને એ બિરુદ પ્રિય હતું.

રસાતળ = પાતાલ. પાતાલ સાત છે તેમાંના એકનું નામ રસાતલ છે. પૃથ્વી રસાતલ જાય એ શબ્દો 'દુનિયા ઉંધી વળી જાય' એવા અર્થમાં વપરાય છે.

અનિવાર્ય (સં.) = ટાળી શકાય નહિ તેવો.

અદષ્ટ = આ શબ્દનો ઉપયોગ અશુદ્ધ છે. અહીં ખરો શબ્દ 'અદશ્ય' વાપરવો જોઈએ. અદશ્ય થઈ ગયો = દેખાતો બંધ થયો.

આખો ખંડ ફરી ફરી વાંચો. જાણે આપણી આંખ આગળ હાથી મુંજને સૂંઢમાં પકડી સૂંઢને આમતેમ હલાવે છે. ખરો જય કોનો ? મુંજનો કે તૈલપનો ? શા માટે ? પૃથ્વીવલ્લભ તમે કોને કહેશો ? મુંજને આવું બિરુદ કેમ આપ્યું હશે ?

(પૃ. ૧૩૬) આપણા સમાજમાં જેમ બાળલગ્ન છે તેમ વૃદ્ધલગ્ન પણ છે. શામળશા નામે કાળા ગોળમટોળ શેઠ ઘડપણમાં પાંચમી વખત છ વર્ષની છોકરી જોડે પરણવા નીકળ્યા છે તેના વરઘોડાનું આ વર્ણન છે. સમાજના દોષ ઉઘાડા પાડી લોકોને જાગૃત કરવા એ લેખકોનો ધર્મ છે. આ ખંડમાં પણ કર્તાએ શામળશાનું કેવું હસામણું ચિત્ર રજુ કર્યું છે? ઘરેણાં ઘાલી, મૂછોને કલપ લગાવી, જરકશી જામો પહેરી શેઠ ઘોડા ઉપર બેસવા જાય છે. ઘોડો ચમકે છે, શેઠ ગભરાઈ પડી જવા તૈયાર થયેલી પાઘડી સંભાળતા પાછા હઠે છે. સાજન હસે છે. અને જુના જરીના પોષાકવાળા વાજાંવાળા ઘોંઘાટ મચાવી રહ્યા છે, એ ચિત્ર કેવું લાગે છે?

સિકંદર = પ્રાચીન કાળમાં ગ્રીસમાં આવેલા મેસિડોનીઆનો રાજા હતો. તેણે ઇરાનનું મહારાજ્ય જીતી લઈ છેક પંજાબ સુધી ધસારો કર્યો હતો. તે અસાધારણ પરાક્રમથી એક જબરા સેનાપતિ તરીકે નામના મેળવી ઇતિહાસમાં અમર થઈ ગયો છે.

બ્યૂસેફેલસ = સિકંદરના માનીતા ઘોડાનું નામ.

ડૉન કિવકઝોટ = સ્પેનના એક વાર્તા લખનારે લખેલી વાર્તાનો નાયક. પ્રાચીન કાળના વીરોની વાતો વાંચી તેને પરાક્રમ કરી બતાવવાની ઘણી હોંશ થાય છે. તેથી તે વિચિત્ર વેશ ધારણ કરી અનેક મૂર્ખતા ભરેલાં કામો કરે છે. રોઝીનાન્ત નામે દુબળા હાડચામના જ બનેલા એક બાડી આંખવાળા ઘોડા ઉપર તે બેસી પરાક્રમની શોધમાં ફરતો રહે છે.

સંન્યસ્ત અવસ્થા (સં.) = સંસારની ઉપાધિમાંથી છૂટા થવાની દશા.

ભગીરથ પ્રયત્ન=ઘણો મોટો પ્રયત્ન.

સગર નામે રાજાના પુત્રોને કપિલ નામે એક ઋષિએ શાપ આપ્યાથી તે બળી મુઆ હતા. પછી ભગીરથ નામે સગરના પૌત્રે પોતાના કાકાઓની સદ્દગતિ કરવાના હેતુથી ઉગ્ર તપ કરી ગંગાને પ્રસન્ન કર્યાં અને તેને સ્વર્ગથી ઉતાર્યાં.

આ ઉપરથી ભગીરથે જેવો જબરો ઉદ્યોગ કર્યો તેવા મોટા અને કઠણ પ્રયત્નને ભગીરથ પ્રયત્ન કહેવામાં આવે છે.

તાજનષ્ટ = જેનો મુકુટ નાશ પામ્યો છે તે.

આ શબ્દપ્રયોગ અશુદ્ધ છે. પ્રથમ તો પાઘડી નાશ પામી નથી પણ પડી ગઈ છે. એટલે નષ્ટ શબ્દનો ઉપયોગ યોગ્ય નથી છતાં એ શબ્દ ખરો માનીએ તોપણ સમાસ ખોટો છે.

પાખંડ = લુચ્ચાઈ.
દૃશ્ય (સં.) = દેખાવ.

**કાન્તિલાલ છગનલાલ પંડ્યા** નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ છે. ગોવર્ધનરામ તેમના મામા થાય. એમ. એ. સુધીનો અભ્યાસ કરી પ્રો. ગજ્જરની લેબોરેટરીમાં તથા બેંગલોરમાં રહીને તેમણે વિજ્ઞાનનો ખૂબ અભ્યાસ કર્યો છે. વિલાયતમાં જઈ ત્યાં પણ ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરી આવ્યા છે. તે આગ્રા કોલેજમાં વિજ્ઞાનના પ્રોફેસર છે. તેમણે ગોવર્ધનરામનું જીવનચરિત્ર લખ્યું છે. વિજ્ઞાન એ તેમનો પ્રિય વિષય છે અને ગુજરાતમાં વિજ્ઞાનનો ફેલાવો કરવો, ગુજરાતીઓને તેમાં રસ લેતા કરવા એ તેમનો કોડ છે. માસિકોમાં તે વિજ્ઞાન વિષે સાદી મનોરંજક ભાષામાં મજાના લેખો લખે છે.

(પૃ. ૧૪૨) અડીયલ = હઠીલું. ( અડ = હઠ )
સાનન્દાશ્ચર્ય (સં.) = ખુશી અને નવાઈ.
ઋજુતા (સં.) = સાદાઈ.
કર્તવ્ય સંબંધી ચિન્તા = પોતાના કામની ચીવટ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર** દક્ષિણ દેશના રહેવાસી હોવા છતાં ગુજરાતી ભાષામાં ઘણાં સુન્દર, ગંભીર, મરોડદાર લખાણ કરે છે. તેમનાં લખાણમાં ખાસ ખુબી એ છે કે થોડા શબ્દોમાં તે ગંભીર વિચારો જણાવી શકે છે; આપણને સાધારણ લાગે એવી વસ્તુઓમાં પણ નવાં દૃષ્ટિબિન્દુઓ રજુ કરે છે. એમના ઘણા ખરા લેખો તો પુખ્ત

વયના વિચાર કરી શકે તેવા માણસો પુરેપુરા સમજી શકે તેવા હોય છે. તેમનાં લખાણમાં કુમાશ અને તાજગી હોય છે.

(પૃ. ૧૪૩) આંતરરાષ્ટ્રીય (સં.) = દેશ દેશની વચ્ચેનો. અહીં પ્રાન્ત પ્રાન્ત વચ્ચેનો એવો અર્થ લઈએ તો વધારે બંધબેસતો આવે છે.

સનાતન (સં.) = અચળ. હમેશ જેવું અને તેવું રહેનારૂં. આપણા સમાજમાં સાસુવહુની લડાઈ એ બનાવ જુના કાળથી બનતો આવે છે અને હજીએ બને છે, માટે તેને સનાતન સંગ્રામ કહ્યો છે.

રિયાસત = હકુમત.

તારતમ્ય (સં.) = વધતા ઓછાપણું; તફાવત.

દરબારની અંદરની ખટપટ..........દેશી રાજ્યમાં રહેનારા માણસો પોતાના રાજ્યના દરબારની ખટપટની વાતો કહે ત્યારે એમ કહે કે 'જુઓ, આ વાત ખાનગી છે પણ તમને એકને જ કહું છું.' આમ વાત કહે દરેકને અને દરેકને એમ જ કહેતા જાય.

કિંવદન્તી (સં.) = લોકવાયકા.

(પૃ.૧૪૫) **રામનારાયણ વિશ્વનાથ પાઠક** પ્રસિદ્ધ માસિક 'પ્રસ્થાન'-ના તન્ત્રી છે. તેઓ વિદ્વાન છે અને સેવાવૃત્તિવાળા છે. તેમની વાર્તાઓનું પુસ્તક 'દ્વિરેફની વાતો' બહુ વખણાયું છે. તેમાંની એક વાર્તા અહીં લીધેલી છે.

**ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ** ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક છે. તેમનું 'સીતાહરણ' બહુ સરળ અને રસમય રીતે રામાયણની કથા રજુ કરે છે.

(પૃ. ૧૫૧) દર્શ્યો = દેખાવો. એકતાન = તલ્લીન.

પોતાનો......કરતું = આ આખી સૃષ્ટિનો પોતે પણ એક ભાગ છે એમ તેને લાગતું.

અહોરાત્ર = રાતદિવસ.

ઉપાસના = પૂજા.

નૈષ્ઠિક = નિષ્ઠાવાળા; શ્રદ્ધાવાન.

કુલપતિ = દસ હજાર શિષ્યોને ભણાવનાર ગુરુ. એકજ ગુરુ સર્વ વિદ્યાર્થીઓને ભણાવે નહિ, પરંતુ તેની દેખરેખ નીચે ચાલતાં વિદ્યાપીઠોમાં દસ હજાર શિષ્યો હોય. તે સર્વના પોષણની ચિન્તા પણ ગુરુ રાખતા.

દ્વિજ = બે વાર જન્મેલો. એકવાર માતાના ગર્ભમાંથી થયેલો જન્મ અને બીજીવાર યજ્ઞોપવીતથી થતો બ્રહ્મજન્મ: એમ જેને બે જન્મ થયા હોય તે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય દ્વિજ ગણાય.

સ્નાતક = અસલના વખતમાં ગુરુને ઘેર રહી વિદ્યાભ્યાસ કરે ત્યાં સુધી શિષ્ય બ્રહ્મચારી રહેતો. બ્રહ્મચર્ય આશ્રમ પૂરો થાય ત્યારે તેની સમાપ્તિ વખતે સ્નાન કરવાની ક્રિયા થતી. આવું સ્નાન કર્યું હોય તે સ્નાતક. જેણે વિદ્યાભ્યાસ પૂરો કર્યો હોય તે સ્નાતક. આપણે હાલ ગ્રેજ્યુએટ શબ્દને બદલે સ્નાતક વાપરીએ છીએ.

પારંગત = છેડે ગયેલો = વિદ્યાનો પાર પામેલો = પ્રવીણ.

પ્રાચીન કાળમાં આપણાં જંગલો તે માત્ર ઝાડીઓ જ ન હતાં. એ અરણ્યોમાં આવેલાં આશ્રમો અને વિદ્યામંદિરોએ જ આપણો જુનો સુધારો ઘડયો અને ટકાવી રાખ્યો. એ અરણ્યોમાં રહેતા ઋષિઓએ શાસ્ત્રો રચ્યાં, નિયમો બાંધ્યા, સમાજનું બંધારણ બાંધ્યું અને તેને નિયમમાં પણ રાખ્યો.

**ઝવેરચંદ કાલિદાસ મેઘાણી**નું નામ હમણા તો બહુ મશહૂર છે. તેણે થોડાંજ વર્ષો થયાં લખવા માંડયું છે. પરંતુ તેનાં લખાણો આપણા સાહિત્યમાં નવી ભાત પાડે છે. તેને લોકગીતો અને લોકવાર્તાઓનો સંગ્રહ કરવાનો ઘણો શોખ છે. તેણે કાઠિયાવાડમાં ફરીને ડોશીઓ, ચારણો અને બારોટો પાસેથી વાર્તાઓ અને ગીતોના ભંડાર મેળવ્યા છે. વાર્તાઓ સાંભળી બને ત્યાં સુધી મૂળને અનુસરતી બાનીમાં તે લખે છે. આ પ્રકારના સાહિત્યના અભ્યાસને એણે પોતાનો ખાસ વિષય કરી લીધો છે. તેણે સૌરાષ્ટ્રની રસધારના પાંચ ભાગ,

સોરઠના બારવટીઆ, રઢીઆળી રાતના ત્રણ ભાગ, ચુંદડી, કંકાવટી વગેરે સંગ્રહોમાં કાઠિયાવાડની લોકકથાઓ, લોકગીતો, લગ્નગીતો, વ્રત-કથાઓ વગેરેનો સંગ્રહ કર્યો છે. તેના આ કાર્યની કદર કરીને અમદાવાદમાં હમણા જ તેને સોનાનો ચાંદ આપવામાં આવ્યો છે.

આ ખંડ સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૨ જા માંથી છે. તેમાં ઘણા કાઠિયાવાડી શબ્દો આવે છે ખરા, પરંતુ પ્રસંગની મન પર છાપ કેવી સચોટ પડે છે ? જાણે આખું ચિત્ર આપણી આંખ પાસે તરવરે છે.

(પૃ. ૧૫૫) ગર = ગીરનું જંગલ.

ભેંકાર=ભયંકર.

કંડારેલો=કોતરેલો.

ગલઢેરા = ઘરડાઓ = કાઠી સરદારોને પણ ગલઢેરા કહેવામાં આવે છે.

લોંઠકાઈ = બળ.

ડાયરો = મંડળી

ફે ફાટે = ત્રાસ વર્તે.

ઠરડીને = વાંકી કરીને.

માટી = મરદ.

લાખાપાદરને...શોભે = લાખાપાદરનું રક્ષણ માટી અને કાંકરાના કિલ્લાથી નહિ પણ જીવતા મરદો વડે થાય એ જ સારૂં લાગે.

તું......કરીશ = તું વખાણ કરીશ એવી બહાદુરી તારી જોડે લડવામાં બતાવીશું. એક વીર બીજા જોડે લડવા જાય ત્યારે તેની જોડે લડાઈ કરવી એજ તેની મેમાનગતી.

ઝાલર ટાણે = સંધ્યાકાળની આરતી વખતે.

વાવડ = સમાચાર. કટક (સં.) = લશ્કર.

કૈક જુવાનો કામ આવ્યા = કેટલાએ જુવાનો મરણ પામ્યા.

આત્મારામ (સં.) = આત્માનો આરામ.

પછાડી = ઘોડાના પાછલા પગ બાંધવાનું દોરડું.

ગઢવી = ચારણ. પૂર્વે ચારણ લોકોના હાથમાં ગઢ ભળાવવામાં આવતો.

